# શ્રાદ્ધના તેર દિવસ

વિનોબા ભાવે




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# શ્રાદ્ધના તેર દિવસ

વિનોબા ભાવે




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

મુદ્રક અને પ્રકાશક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૨૭૧૦૬

પહેલી આવૃત્તિ, પ્રત ૩,૦૦૦

સાત આના

ડિસેમ્બર, ૧૯૪૮

# પ્રકાશકનું નિવેદન

હિંદુ રિવાજ મુજબ વ્યક્તિના અવસાન પછીના તેર દિવસો શ્રાદ્ધના દિવસો મનાય છે. ગાંધીજીના નિર્વાણ પછીના તેર દિવસો દરમિયાન શ્રી વિનોબાએ આપેલાં સત્તર ભાષણોનો આ ગુજરાતી સંગ્રહ છે. મૂળ એ ભાષણો એમણે થોડાં હિંદીમાં અને થોડાં મરાઠીમાં આપેલાં. તે તે ભાષા પરથી તે તે ભાષણનું ગુજરાતી અહીં કરેલું છે. એ ભાષણોના મરાઠી સંગ્રહને **तेरा दिवस** એવું નામ આપવામાં આવ્યું હતું. ગુજરાતીમાં **શ્રાદ્ધના તેર દિવસ** રાખ્યું છે તેનું ઔચિત્ય સમજાવવાની જરૂર નથી. શ્રી વિનોબાએ આ ભાષણો પ્રાર્થનાસભા અથવા શોકસભામાં અને અસ્થિવિસર્જન પ્રસંગે પવનાર, ગોપુરી, નાલવાડી, વર્ધા અને ધામ નદી પર આપેલાં એટલું અહીં નોંધવું જોઈએ.

આ ભાષણો વિચારની દૃષ્ટિથી કેવાં મહત્ત્વનાં છે તેનો અનુભવ કરવાનું અમે વાચકોને જ સોંપીએ છીએ.

નવજીવન પ્રકાશન મંદિરે શ્રી વિનોબાના સાહિત્યનો એક સંગ્રહ **મધુકર** નામથી પ્રસિદ્ધ કર્યો છે તથા ગૂજરાત વિદ્યાપીઠ તરફથી **स्वराज्यशास्त्र** ગુજરાતીમાં બહાર પાડવામાં

આવ્યું છે. એ ઉપરાંત એમનું બીજું સાહિત્ય ગુજરાતીમાં ઉતારી પ્રગટ કરવાની જવાબદારી અમે લીધી છે. તેની શરૂઆત આ ભાષણોથી અમે કરી છે. તેમનો जीवनदृष्टि નામનો મરાઠી પ્રવચનસંગ્રહ ગુજરાતીમાં તૈયાર છે અને છપાય છે. તે પછી તરત જ તેમનાં गीता प्रवचनो છાપવાનું કામ હાથ પર લેવામાં આવશે એટલું ગુજરાતના વાચકોને જણાવતાં અમને આનંદ થાય છે. શ્રી વિનોબાનું સાહિત્ય આટલામાં જ પૂરું થતું નથી. આ પુસ્તકો કરી રહ્યા બાદ બીજાં પણ બની શકે તેટલી ઉતાવળથી આપવાની ઉમેદ છે.

અમદાવાદ, ૩૧-૧૨-'૪૮

# અનુક્રમણિકા

# ૧

# ગાંધીજીનું બળિદાન

મારાં વહાલાં ભાઈઓ અને બહેનો,

અત્યારે આ જ વખતે દિલ્હીમાં જમનાને કાંઠે એક મહાપુરુષનો દેહ ચિતાના અગ્નિમાં બળે છે. આપણે જેમ અહીં પ્રાર્થના કરીએ છીએ તેવી હિંદભરમાં આ જ વખતે પ્રાર્થના ચાલે છે. કાલની જ વાત છે. સાંજના પાંચ વાગી ગયા હતા. પ્રાર્થનાનો સમય થયો હતો અને ગાંધીજી પ્રાર્થના માટે જવા નીકળ્યા હતા. લોકો પ્રાર્થના માટે એકઠા થયા હતા. ગાંધીજી પ્રાર્થનાની જગાએ જતા હતા તેવામાં કોઈ એક જુવાન આદમીએ આવીને ગાંધીજી પર ગોળી છોડી. તેમનો દેહ ઢળી પડ્યો. લોહીની ધાર વહેવા લાગી. વીસ મિનિટમાં જ દેહમાંથી જીવ ઊડી ગયો. સરદાર વલ્લભભાઈ પટેલ એ પહેલાં તેમની સાથે એક કલાક સુધી ચર્ચા કરી ઘર તરફ જવાને નીકળ્યા હતા. તેમને રસ્તેથી જ પાછા ફરવું પડ્યું. બિરલા હાઉસમાં આવીને તેમણે જે દૃશ્ય જોયું તેનું વર્ણન તેમણે કાલે રેડિયો ઉપર કર્યું હતું. તમારામાંથી ઘણાએ તે સાંભળ્યું હશે. પણ અહીં ગામડામાંથી પણ લોકો આવ્યા છે તેમણે તે નહીં સાંભળ્યું

હોય. સરદાર વલ્લભભાઈએ એક બહુ મહત્ત્વની વાત કરી. તેમણે કહ્યું કે ગાંધીજીના ચહેરા પર દયાનો ને ક્ષમાનો ભાવ એટલે કે અપરાધી પ્રત્યે ક્ષમાવૃત્તિનો ભાવ દેખાતો હતો. પછી તેમણે કહ્યું કે આ વખતે ગમે તેટલું દુઃખ થતું હોય તોયે આપણને ક્રોધ ન થવો જોઈએ; ક્રોધ આવે તો રોકવો જોઈએ. ગાંધીજીના જીવતાં તેમની શિખામણ મુજબ આપણે વર્તી શક્યા નથી. પણ હવે તેમના અવસાન પછી તો આપણે તે માનીએ.

આવો જ પ્રસંગ પાંચ હજાર વર્ષ પૂર્વે હિંદુસ્તાનમાં બન્યો હતો. ભગવાન શ્રીકૃષ્ણની આખરની ઉંમર હતી. આખી જિંદગી મહેનત કરી તે થાક્યા હતા. ગાંધીજીની જેમ જ તેમણે પણ જીવનભર જનતાની સેવા કરી હતી. એક વાર થાકીને તે જંગલમાં ઝાડને અઢેલીને આરામ લેવા આડા પડ્યા હતા. એટલામાં એક વ્યાધ એટલે શિકારી તે જંગલમાં આવી ચડ્યો. તેને લાગ્યું કે કોઈ હરણ ઝાડને અઢેલીને બેઠું છે. આખરે શિકારી રહ્યો! તેણે નિશાન તાકી બાણ માર્યું. બાણ ભગવાનના પગમાં લાગ્યું ને લોહીની ધાર છૂટી. શિકારી પોતાનો શિકાર પકડવા પાસે પહોંચ્યો. પણ જુએ છે તો સામે ખુદ ભગવાનને જ જખમી થયેલા જોયા. તેને પારાવાર દુઃખ થયું. પોતાને હાથે મોટું પાપ થયું એમ જાણી તે દુઃખી થવા લાગ્યો. થોડા જ વખતમાં ભગવાન શ્રીકૃષ્ણ નિજધામ સિધાવ્યા. પણ મરણ આવતા પહેલાં તેમણે વ્યાધને કહ્યું, "અલ્યા શિકારી ડર મા. મરણ

માટે કંઈક નિમિત્ત તો જોઈએ જ! અહીં તું નિમિત્ત બન્યો." આમ કહી ભગવાને તેને આશીર્વાદ આપ્યા.

આના જેવી જ ઘટના પાંચ હજાર વર્ષ બાદ અહીં ફરી બની છે. ઉપર ઉપરથી એમ લાગશે કે પેલા શિકારીએ અજ્ઞાનમાં બાણ માર્યું હતું અને આ જુવાને જાણીજોઈને, ગાંધીજીને સારી રીતે ઓળખીને, પિસ્તોલ ચલાવી. એ કામ માટે જ તે દિલ્હી ગયો હતો; તે દિલ્હીનો રહેનારો નહોતો. તેણે ગાંધીજી પ્રાર્થનામાં જતા હતા ત્યારે તેમની પાસે પહોંચી જઈને તદ્દન નજીકથી ગોળી મારી. ઉપર ઉપરથી જોતાં એમ લાગે છે કે એ ગાંધીજીને ઓળખતો હતો. પણ ખરી વાત એવી નથી. પેલો શિકારી જેમ અજ્ઞાન હતો તેમ આ જુવાન પણ અજ્ઞાન હતો. એ એમ સમજતો હતો કે ગાંધીજી હિંદુ ધર્મને નુકસાન કરે છે. એટલે એણે ગાંધીજી પર ગોળી છોડી. પણ આજે દુનિયામાં હિંદુ ધર્મનું નામ જો કોઈએ ઊજળું રાખ્યું હોય તો તે ગાંધીજીએ જ રાખ્યું છે. પેલે દિવસે તેમણે પોતે જ કહ્યું હતું કે "ઈશ્વરને હિંદુ ધર્મની રક્ષા માટે કોઈ માણસ નીમવાની જરૂર લાગશે તો તે મને જ એ કામ પર મૂકશે." આવો તેમનો આત્મવિશ્વાસ હતો.

પોતાને જે સત્ય લાગે તે તેઓ સીધેસીધું કહી દેતા. મોટા મોટા લોકો પોતાના રક્ષણ માટે બોડીગાર્ડ એટલે કે અંગરક્ષક રાખે છે. ગાંધીજીએ કદી એવા અંગરક્ષક રાખ્યા નથી. દેહને તેઓ તુચ્છ ગણતા. મૃત્યુ પહેલાં જ

તેઓ મરીને એટલે કે દેહની માયા છોડીને જીવતા હતા. નિર્ભયતાનું તેમનું વ્રત હતું. જ્યાં લશ્કરનીયે જવાની હિંમત ન ચાલે ત્યાં એકલા જવાને તે તૈયાર રહેતા. બીજાને સારું લાગે કે માઠું લાગે, અથવા તેનું ગમે તે પરિણામ આવે તોપણ જે સત્ય હોય, લોકોના હિતમાં હોય, તે જ કહેવાનું તેમનું વ્રત હતું. તેઓ કહેતા, "મરણથી ડરવાનું કશું કારણ નથી કેમ કે આપણે સૌ ઈશ્વરના હાથમાં છીએ. તેને આપણી મારફત જ્યાં સુધી સેવા લેવી હશે ત્યાં સુધી લેશે અને જે ક્ષણે તેને ઉપાડી લેવાનું મન થશે તે ક્ષણે તે આપણને ઉપાડી લેશે. તેથી જે સત્ય લાગે તે કહેવું એ જ આપણો ધર્મ છે. એવે વખતે હું એકલો પડી જાઉં અને આખી દુનિયા મારી સામે હોય તોપણ મને જે સત્ય લાગતું હોય તે જ મારે કહેવું જોઈએ." જીવનભર આવી નીડરવૃત્તિથી તે વર્ત્યા.

અને તેમનું મરણ પણ કેવા સંજોગોમાં થયું! પ્રાર્થનાની તૈયારીમાં હતા એટલે તે વખતે તેમના મનમાં ઈશ્વર સિવાય બીજો કશો વિચાર નહોતો. તેમનું આખું જીવન સેવામય અને પરોપકારી હતું એમ આપણે જોયું છે. પરંતુ તેમાંયે પ્રાર્થનાની ભાવના અને પ્રાર્થનાનો સમય વધારે પવિત્ર ગણવો જોઈએ. તેઓ રાજકારણ વગેરે અનેક મહત્ત્વનાં કામોમાં રોકાયેલા રહેતા. પણ પ્રાર્થનાનો સમય તેઓ કદી ચૂક્યા નથી. આવે પ્રાર્થનાને

સમયે એમને મુક્ત કરવાને જાણે પરમેશ્વરે પેલાને મોકલ્યો. પોતાનું કામ કરતાં કરતાં મરણ આવ્યું એ વાતથી તેમના અંતરનો આનંદ, અને નિમિત્ત બનેલ ગુનેગાર પ્રત્યે દયાબુદ્ધિ એવો બેવડો ભાવ તેમના ચહેરા પર મરણ વખતે હતો એવું સરદારે જોયું.

ગાંધીજીએ ઉપવાસ છોડયા ત્યારે જુદા જુદા પક્ષના નેતાઓએ દેશમાં શાંતિ સ્થાપવાનું વચન આપ્યું ને તેમાં કોંગ્રેસ, મુસલમાન, શીખ, હિંદુ મહાસભા અને રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘવાળા વગેરે બધા સામેલ હતા. અમે સૌ પ્રેમથી રહીશું એવો તેમણે કોલ આપ્યો અને તે પ્રમાણે તેઓ રહેવા લાગ્યા. એવામાં એક દિવસ પ્રાર્થનામાં ગાંધીજીની બેઠક તરફ કોઈએ બોમ્બ ફેંક્યો. તે તેમને લાગ્યો નહીં. તે દિવસે પ્રાર્થનામાં ગાંધીજીએ કહ્યું, "ઈશ્વરની પ્રેરણાથી હું દેશની અને ધર્મની સેવા કરું છું. જે દિવસે મને ઉપાડી લેવાની તેની મરજી થશે તે દિવસે તે મને ઉપાડી લેશે. તેથી મરણની મને પરવા નથી." બીજે અખતરો કાલે થયો. ઈશ્વરે ગાંધીજીને છોડયા.

આપણે બધાયે દેહ છોડીને જવાના છીએ. એથી મરણનું જરાયે દુઃખ માનવાનું કારણ નથી. પોતાનાં બેચાર બાળકો પ્રત્યે માનો જે ભાવ હોય તે ભાવ જગતના બધા લોકો વિષે ગાંધીજીનો હતો. હિંદુ, હરિજન, મુસલમાન, ખ્રિસ્તી, જે રાજ્યકર્તાઓ સામે તેમણે લડત ચલાવી તે

અંગ્રેજો, એ બધાયે તરફ તેમના હૃદયમાં પ્રેમ હતો. સજ્જન પર જેવો પ્રેમ રાખો તેવો દુર્જન પર પણ રાખો, શત્રુને પણ પ્રેમથી વશ કરો, એવો મંત્ર તેમણે આપ્યો. તેમણે જ આપણને સત્યાગ્રહ શીખવ્યો. આપણે પોતે કષ્ટ સહન કરવું પણ સામાવાળાને નુકસાન ન પહોંચાડવું એવું તેમણે આપણને શીખવ્યું છે. આવો પુરુષ દેહ છોડી જાય ત્યારે રડવા બેસવાનું ન હોય. મા આપણને છોડી જાય ત્યારે જેવું દુઃખ થાય તેવું જ દુઃખ ગાંધીજી જતાં આપણને થાય. પણ તેથી આપણે ખિન્ન ન થઈએ. એકનાથે ભાગવતમાં કહ્યું છે : मरका गुरु नी रडका चेला, दोहोंचा बोध वाया गेला। એક મરણથી બીનારો ગુરુ હતો. મરતી વખતે તે "અરે! હવે હું મરવાનો!" એમ પોક મૂકવા લાગ્યો. તેના શિષ્યો પણ સાથે રડવા લાગ્યા. આમ મરણ આવતાં બીનારો ગુરુ અને એને જોઈને રડતા ચેલા બંનેનું જ્ઞાન એળે ગયું એમ એકનાથે કહ્યું છે. ગાંધીજી મરણથી ડરનારા ગુરુ નહોતા. નિષ્કામ ભાવથી સેવા કરતાં દેહ ઘસી નાખવો જોઈએ. આવી સેવા એ જ ઈશ્વરની સેવા છે. એવી સેવા કરતાં કરતાં જે દિવસે ઈશ્વર બોલાવે તે દિવસે જવા માટે આપણે તૈયાર રહીએ, એવો ઉપદેશ તેમણે આપણને આપ્યો છે. તે પ્રમાણે જ તેમને મૃત્યુ પણ મળ્યું. એને શ્રેષ્ઠ કોટિનું મરણ ગણીને આપણે કામે લાગી જઈએ.

હમણાં થોડા જ વખત પર આશ્રમનાં થોડાં માણસો ગાંધીજીને મળવા ગયાં હતાં. તે વખતે ગાંધીજીનો ઉપવાસ

ચાલુ હતો. ઉપવાસમાંથી તેઓ હેમખેમ પાર ઊતરશે એવું કોણ કહી શકે એમ હતું? આશ્રમની મંડળીએ તેમને પૂછ્યું: "તમે આ ઉપવાસમાંથી ન બચ્યા તો અમારે શું કામ કરવું?" ગાંધીજીએ જવાબ આપ્યો: "આવો સવાલ જ તમારા મનમાં ક્યાંથી ઊભો થયો? મેં તમારે માટે ભરપૂર કામ રાખ્યું છે. ખાદી હિંદુસ્તાનભરમાં ફેલાવવાની છે; તેનું શાસ્ત્ર રચવાનું છે. આટલું મોટું કામ તમારી આગળ પડેલું હોવાં છતાં તમે આવી વિમાસણમાં કેમ પડો છો?"

એટલે આપણે માટે એમણે જે બેસુમાર કામ રાખ્યું છે તે આપણે પૂરું કરીએ. આપણે અસંખ્ય જાતિઓ અને પંથના લોકો ભેગા મળીને આ મુલકમાં વસીએ છીએ. ચાળીસ કરોડની વસ્તીનો આપણો દેશ છે. એ આપણું મોટું ભાગ્ય છે. પણ આપણે એકબીજા પર પ્રેમ રાખીને રહીએ તો જ એ આપણું સદ્ભાગ્ય નીવડે. આવડું મોટું રાષ્ટ્ર હોવાનું ભાગ્ય કોઈકને જ મળે છે. આપણા દેશમાં અનેક ધર્મો છે, અનેક સંપ્રદાયો છે. હું એને આપણી સમૃદ્ધિ માનું છું. પણ આપણે પ્રેમથી રહીએ તો જ એ આપણી સમૃદ્ધિ નીવડે. ગાંધીજીએ પોતાના છેલ્લા ઉપવાસથી આપણને પ્રેમથી રહેવાનો બોધ આપ્યો. માતા પોતાનાં છોકરાં આપસઆપસમાં પ્રેમથી રહે એ માટે જેમ પોતાનું ભોજન છોડે તેવી જાતનો એમનો એ ઉપવાસ હતો. બધાં માણસો સરખાં છે, એ આપણને તેમણે શીખવ્યું.

હરિજનસેવા, ખાદીસેવા, ગ્રામસેવા, ભંગીઓની સેવા વગેરે અનેક કામો તેઓ આપણે માટે મૂકી ગયા છે.

હવે આ પ્રસંગે મારી વધારે બોલવાની વૃત્તિ નથી. એક વિશિષ્ટ લાગણીથી આપણાં સૌનાં દિલ ભરેલાં છે. પરંતુ મારે એટલું કહેવું છે કે ખાલી શોક કરતા બેસી ન રહેશો. આપણી સામે પડેલાં કામોમાં લાગી જાઓ. આ હું જેમ તમને કહું છું, તેમ તમે મને પણ કહો. આ રીતે, ચાલો, આપણે એકબીજાને બોધ દેતાં સૌ મળીને ગાંધીજીએ કહેલાં કામો પૂરાં કરીએ. ગીતામાં ને કુરાનમાં કહ્યું છે કે સજ્જનો અને ભક્તો એકબીજાને બોધ આપે છે અને એકબીજા પર પ્રેમ રાખે છે. તેમ આપણે પણ કરીએ. આજ સુધી આપણે નાદાનપણામાં કોઈ વાર પરસ્પર લડ્યા હઈશું; પણ ગાંધીજી આપણને સાચવી લેતા. એમ બધાને સાચવી લેનારો હવે આપણી વચ્ચે રહ્યો નથી. એટલે ચાલો આપણે બધા એકબીજાને રસ્તો બતાવતા રહી એકબીજા પર પ્રેમ રાખી ગાંધીજીના ઉપદેશનો અમલ કરી તેને પાર પાડીએ.

૩૧–૧–’૪૮

# ૨

# સામુદાયિક પ્રાર્થના

આજે કંઈ વધારે કહેવાની મારી વૃત્તિ નથી; ફક્ત એક જ વાત કહેવા માગું છું. હિંદના ઇતિહાસમાં કદાચ કદી ન બની હોય એવી વાત આજે બની છે. હિંદુ ધર્મમાં કદી સત્પુરુષની હત્યા થઈ નથી એવું મને અભિમાન હતું. પણ તે અભિમાન આજે ધૂળમાં મળી ગયું. એક સત્પુરુષની આપણે ત્યાં હત્યા થઈ છે. અને તે પણ બરાબર એવો વખત સાધીને કે જ્યારે તે પ્રાર્થનાને માટે જતા હતા! અને વળી એવા ખ્યાલથી કે એથી હિંદુ ધર્મની રક્ષા થશે! આ ત્રણે વાતનો હું વિચાર કરું છું ત્યારે મને ખૂબ જ શરમ આવે છે.

ગઈ કાલે મેં કહ્યું હતું કે આપણે રડતા ચેલા બનવું નથી. એટલે હું રડતો તો નથી જ. પણ મને કાંઈ સૂઝતુંયે નથી. એટલે મને જ્યારે કહેવામાં આવ્યું કે ગોપુરીમાં તેર દિવસ જાહેર પ્રાર્થના રાખવાનો વિચાર છે અને તેમાં મારે હાજર રહેવું એવી મિત્રોની ઇચ્છા છે, ત્યારે તે વાત મેં સ્વાભાવિક રીતે જ સ્વીકારી લીધી.

મને લાગે છે કે બાપુના જીવનની આ ઉત્તમ પૂર્ણાહુતિ છે. સર્વોત્તમ વિચાર કરતાં કરતાં દેહ છોડવો એ સૌથી

મોટું પુણ્ય છે એમ ધર્મમાં કહ્યું છે. જેણે આખું જીવન હમેશ ધર્મનું પાલન કરવાનો પ્રયત્ન કર્યો તે પોતાનું આખા દિવસનું કામ પૂરું કરીને પ્રાર્થના માટે જાય છે, સાથે મિત્રો છે, બધાને તે પ્રાર્થના માટે બોલાવે છે અને તે જ વખતે તેનો અંત આવે છે. આવું મરણ અત્યંત પવિત્ર છે. આનો પૂરો અર્થ આપણે સમજી લઈએ તો ધર્મની શુદ્ધિ થશે અને દેશનું કલ્યાણ થશે.

પ્રાર્થના માટે સંધ્યાકાળનો સમય બહુ સારો છે. આખો દિવસ કામ કરી સાંજને વખતે આપણું ઈશ્વરમાં ધ્યાન લગાડીએ તો આપણે કૃતકૃત્ય થઈ જઈએ. ગમે ત્યાં હોઈએ પણ આપણે સામુદાયિક પ્રાર્થના ન ભૂલીએ. પ્રાર્થનામાં આપણે આખું મન પરોવી દઈએ. એમ કરવાથી મનનો મેલ ધોવાઈ જશે અને તે સાફ થશે. પ્રાર્થનામાં અદ્ભુત શક્તિ રહેલી છે; પ્રાર્થનાથી ચિત્તમાં જાણે વીજળીનો સંચાર થાય છે. હવે આપણને આ પ્રાર્થનાની સાથે હમેશાં ગાંધીજીનું સ્મરણ રહેશે. ભગવાને નારદને કહ્યું છે કે **नाहं वसामि वैकुण्ठे** — વૈકુંઠ જેવા ઉત્તમ ધામમાં પણ હું કદાચ ન હોઉં, **योगिनां हृदये अपि** — એકાંતમાં ધ્યાન ધરનારા યોગીઓના હૃદયમાં પણ હું ન હોઉં એમ બને, **रवौ** એટલે કે સૂર્યમંડળમાં, સૂર્ય જેવા પ્રકાશના ધામમાં પણ હું ન હોઉં, પરંતુ **मद्‌ भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद** — હે નારદ, જ્યાં મારા ભક્તો ભેગા થઈને ભજન કરે છે, ત્યાં હું અચૂક હોવાનો જ.

બરાબર આ જ રીતે ગાંધીજી કહે છે કે "હું કોઈ રૂપાળી જગાએ ન હોઉં એમ બને પણ જ્યાં પ્રાર્થના થાય છે, ત્યાં અચૂક હોવાનો જ." મારા કાનમાં એમની આ વાત હજી ગુંજે છે.

૧–૨–'૪૮

## ૩

## આપણી જવાબદારી

સરદાર વલ્લભભાઈએ પોતાના ભાષણમાં પ્રજાને સૂચના આપી હતી કે જે દુર્ઘટના બની છે તેથી આપણને અપાર દુ:ખ થાય છે અને આપણને ગુસ્સો પણ આવી જાય. પણ આપણે ગુસ્સાને રોકવો જોઈએ. આપણે સમજીએ કે શક્તિ ગુસ્સામાં નથી, શાંતિમાં જ છે, આપણે દૃઢપણે માનતા થઈએ કે હિંદુસ્તાન જેવા અનેક રાષ્ટ્રોના સમૂહ જેવા મોટા મુલકમાં હિંસાને માન્યતા મળશે તો સ્વરાજ ટકી શકવાનું નથી, તો જ એ બને. જે દુષ્કૃત્ય થયું છે તેની પાછળ એક હિંસક વિચારસરણી છે. એ હિંસક વિચાર-સરણીને આપણે હિંસાથી નાબૂદ નહીં કરી શકીએ; અ-હિંસાથી જ કરી શકીશું. પણ અત્યાર સુધી હિંદુસ્તાને જે અહિંસા પાળી છે તે ઓછેવત્તે અંશે નિર્બળની અહિંસા હતી અને સ્વરાજ મેળવવામાં એનાથી મદદ મળશે એવા લોભથી આપણે એને સ્વીકારી હતી. પણ હવે એ વાત રહી નથી.

હવે એવી લાચાર કે નિર્બળની અહિંસાનું કાંઈ પ્રયોજન રહ્યું નથી. હવે આપણે શૂરવીરની અહિંસા શીખી લેવી જોઈએ. એ માટે ભગવાને આવો પ્રસંગ નિર્માણ કર્યો છે. એના પર આપણે ગંભીરતાથી વિચાર કરવો જોઈએ.

જેમણે આ અવિચારી કૃત્ય કર્યું છે (મેં એકવચનને બદલે બહુવચન જાણી જોઈને વાપર્યું છે કારણ આ કોઈ એક માણસનું કામ નથી. એની પાછળ એક આખી ટોળી છે.) તેમણે એ વાજબી માનીને કર્યું છે. જ્યાં સુધી આપણે માનીએ છીએ કે, યોગ્ય કામ કરવા માટે હિંસાનો ઉપયોગ કરી શકાય એટલું જ નહીં, હિંસા કરવાનો ધર્મ પણ હોઈ શકે, ત્યાં સુધી આવાં ઘણા-જનક કાર્યો થતાં જ રહેશે. આપણે ઊંડા ઊતરીને આપણાં હૃદય તપાસીશું તો ત્યાં પણ આપણને કદાચ આવા ભાવો છુપાઈ રહેલા જણાશે. આપણા હૃદયમાં આવો દોષ જરા સરખોયે રહી જશે તો જગતમાં એ સોગણું મોટું રૂપ લઈને પ્રગટ થશે. આપણે ગુસ્સાને રોકીએ એટલું જ બસ નથી, આપણે પ્રેમ રાખતાં શીખવું જોઈએ. આપણા જીવનમાં આપણે એવું પરિવર્તન કરવું જોઈએ. અત્યાર સુધી બાપુ હતા ને તે આપણને ઢાંકતા હતા. પણ હવે આપણે દુનિયા આગળ ખુલ્લા ઊભા છીએ. હવે આપણા સદ્‌વિચાર અને સદાચાર જ આપણને ઢાંકી શકશે. આજે તુલસીદાસજીનાં જે વચનો આપણે ગાયાં તેમાં કહ્યું છે કે આપણે સુખડ જેવા બનવું જોઈએ. કુહાડી સુખડને

કાપે છે છતાં સુખડ તો તેને સુગંધ જ આપે છે. એટલે કે આપણે ગુસ્સો ન કરીએ એટલું જ બસ નથી, આપણે અહિંસા પ્રત્યેની નિષ્ઠા વધારવાની, સત્ય પ્રત્યેની નિષ્ઠા વધારવાની, પ્રેમભાવ વધારવાની પણ જરૂર છે.

ઇતિહાસમાં આપણે જોઈએ છીએ કે જ્યાં સુધી ઈશુ જીવતા હતા ત્યાં સુધી તેમના શિષ્યોમાં ખાસ તેજ દેખાતું નહોતું પરંતુ ઈશુના મૃત્યુ પછી તેમનામાં મહાન તેજ પ્રગટ થયું અને બધાં સંકટોની સામે થઈને તેમણે ધર્મનો પ્રચાર કર્યો. એને જ પરિણામે આજે દુનિયામાં ખ્રિસ્તીઓની સંખ્યા કરોડોની છે. એ લોકો માત્ર નામના ખ્રિસ્તી છે એ હું કબૂલ કરું છું. એમ જ હિંદુ અને મુસલમાનો પણ નામના જ છે. પણ તે તે ધર્મનું માત્ર નામ લેનારાઓની સંખ્યા પણ આવડી મોટી હોય તો એમાં કાંઈક સારી ભાવના છે એમ આપણે માનવું જોઈએ અને એટલું શ્રેય તે શિષ્યોને આપવું જોઈએ. શિષ્યોમાં જે તેજ ઉત્પન્ન થયું એનું બધું શ્રેય ઇતિહાસ ઈશુના બળિદાનને આપે છે. ગાંધીજીની હત્યા થઈ એથી જો આપણે ગુસ્સામાં આવી જઈશું અથવા વિવેક ખોઈ બેસીશું તો આપણે પણ ગાંધીજીની હત્યામાં ભાગીદાર બનીશું અને તેજોહીન થઈશું. એટલે શરીરની ચિંતા છોડી ચિંતન વડે આપણા દોષોને ધોઈ કાઢીશું અને જીવનપલટો કરી નવા જ માણસ બનીશું તો આપણે ઘણું કામ કરી શકીશું. એને માટે કોઈ સંગઠનની જરૂર નથી, કોઈ નવી

રચનાની જરૂર નથી, પણ તીવ્ર અંતરશોધનની જરૂર છે. એને માટે ભગવાને બહારથી આપી શકાય એટલી બધી પ્રેરણા આપણને આપી છે.

૨–૨–'૪૮

## ૪

## વર્ધાના નાગરિકોને

મારા વહાલા વર્ધાના નાગરિકો,

આજે વધારે બોલવાની મને પ્રેરણા થતી નથી. પણ મારે તમને ઉદ્દેશીને એકબે વાત કહેવી છે. તમારો અને મારો પચીસ વર્ષનો સંબંધ છે. ગાંધીજી આપણા આ ગામમાં પંદર વર્ષ રહ્યા છે એથી આપણા પર બહુ મોટી જવાબદારી રહેલી છે. જ્યાં ગાંધીજીએ પંદર વર્ષ ગાળ્યાં ત્યાં તેમના ઉપદેશનું પરિણામ ખસૂસ દેખાવું જોઈએ. આખું હિંદુસ્તાન, બલ્કે આખી દુનિયા એવી આશા રાખશે. આ વાત સમજીને આપણે આપણું જીવન સુધારવું જોઈએ.

પહેલી વાત મારે એ કહેવી છે કે હિંદુસ્તાનમાં અનેક જાતિ, અનેક ધર્મ, અનેક ભાષા વગેરેના અસંખ્ય ભેદો છે પણ આપણે તે માનવા ન જોઈએ. બધા સાથે આપણે સગા ભાઈની જેમ વર્તીએ. ખાસ કરીને નવજુવાનો અને વિદ્યાર્થીઓને ઉદ્દેશીને હું આ કહું છું. હિંદુસ્તાનનો સંદેશ

દુનિયામાં ફેલાવવો હોય તો પહેલાં અહીંના બધા ભેદ નાબૂદ થવા જોઈએ. આપણા પૂજ્ય કવિ રવીન્દ્રનાથે કહ્યું છે તેમ હિંદુસ્તાન એ માનવોનો એક મહાસાગર છે. પ્રાચીન કાળથી હિંદુસ્તાન સર્વ માનવોને સરખો આશ્રય આપતો આવ્યો છે એમ મહાપુરુષોએ તેના ગુણ ગાયા છે. બધાએ ભેદભાવ ભૂલી જઈને સંપીને અને પ્રેમથી કેવી રીતે રહેવું એનો આદર્શ બતાવનાર મહાપુરુષ આપણને મળ્યો એ આપણું ભાગ્ય છે. એવો પુરુષ હજાર વર્ષે એકાદ મળે છે. એટલે આપણે વાડાબંધી કરવાનું છોડી દેવું જોઈએ. વાડાબંધી કરવાનો અર્થ એ થાય કે બે ભાગમાં વહેંચાઈ ગયેલા હિંદના વળી બીજા સેંકડો ભાગલા પાડવા. હિંદુસ્તાનનો પ્રેમ તેમ જ ઐક્યનો સંદેશો આખી દુનિયામાં ફેલાય એવી તેની ઇચ્છા હોય તો તેણે પોતે એક થવું જોઈશે. આજે એશિયાની આંખ હિંદ ઉપર મંડાઈ છે. અસંખ્ય ભેદોરૂપી દારૂના ભંડાર હિંદુસ્તાનમાં ભરેલા છે. તણખો પડતાં જ ગમે તે ક્ષણે ભડાકો થાય એવી અહીં સ્થિતિ છે. એટલે આપણા અહીંના લોકોએ બધી જાતના પંથભેદ છોડી દેવા જોઈએ અને એક થવું જોઈએ. એમાં જ આપણું કલ્યાણ છે.

આ વિષે પાણીપતના યુદ્ધની એક વાત કહું. તે ધ્યાનમાં રાખજો. એક દિવસ સાંજે અહમદશાહ અબ્દલ્લી પોતાની છાવણીની બહાર ફરતો હતો ત્યાં એની નજર મરાઠાઓની છાવણી તરફ ગઈ તો તેમાં જ્યાં ને ત્યાં તાપણાં સળગતાં તેની નજરે પડ્યાં. તેણે પૂછ્યું: “ ઠેર ઠેર આ તાપણાં શાનાં

છે?" તેને કહેવામાં આવ્યું કે હિંદુઓમાં અનેક ન્યાતો છે અને તેઓ એકબીજાના હાથનું ખાતા નથી. તેથી તેઓ બધા જુદું જુદું રાંધી ખાય છે, પીવાનું પાણી અલગ રાખે છે ને રહે છે પણ અલગ અલગ. એટલે અબદલ્લીએ કહ્યું, "એમ છે! તો હવે કશી ફિકર નથી. આ લડાઈમાં મારો બેડો પાર થઈ ગયો જાણો." આ પરથી આપણી શક્તિ શામાં છે અને નબળાઈ શામાં છે તે સમજી લેજો.

બીજી વાત કહેવાની છે તે આ. તમે કાયદો તમારા હાથમાં ન લેશો. ગુનેગારોને સરકાર યોગ્ય સજા કરશે એવો વિશ્વાસ રાખજો. તમે સજા કરવા માગશો તો અંધેર વહોરી લેશો. એમ ન કરશો. સરકારને સહકાર આપજો. સરકારના હાથ મજબૂત કરજો. લોકો પોતાના હાથમાં કાયદો લઈને વર્તવા લાગે તો કોઈ સરકાર ટકી નહીં શકે.

૩–૨–'૪૮

# ૫

# મધ્યબિંદુ ખાદી

આજે મારે એક જ વાત કહેવી છે. બાપુએ આપણી પાસે જે વિચારસરણી મૂકી છે તેના મધ્યમાં ખાદી રાખી છે અને તેની આજુબાજુ બીજું બધું તેમણે ગોઠવ્યું છે. હમણાં જ થોડા દિવસ પર આશ્રમવાસીઓએ તેમની પાસે સંદેશો માગ્યો ત્યારે તેમણે કહ્યું કે તમારે ખાદીનું શાસ્ત્ર રચવાનું છે અને તે કામને જ તમારું જીવન અર્પણ કરવાનું છે. હવે બાપુના ગયા પછી ખાદી જ આપણે માટે તેમની મૂર્તિ છે. મૂર્તિ શબ્દનો ખોટો અર્થ નહીં કરવામ આવે એવી હું આશા રાખું. આપણે માગીએ છીએ તેવું ખાદીજીવન આપણે ત્યાં પણ નથી. ગ્રામસેવા મંડળમાં મજૂરો છે ને કુટુંબવાળા કાર્યકર્તાઓ છે. હજી સુધી મજૂરોનાં ઘરોમાં ખાદી નથી પહોંચી. કાર્યકર્તાઓ પણ પોતે વાપરે છે તે બધી ખાદીનું સૂતર જાતે નથી કાંતતા. આટલું આપણે અહીં સિદ્ધ ન કરી શકીએ તો આપણી શોધકબુદ્ધિની એટલી ઊણપ ગણાવી જોઈએ. આપણા લોકો જુદા જુદા ઉદ્યોગધંધામાં પડ્યા છે એ વાત સાચી, પણ જેને બીજો કોઈ ધંધો ન મળે તે જ કાંતે એવો આપણો હેતુ નથી. આપણો દાવો એવો છે કે કપડાં પહેરે તે હરેક માણસ કાંતે અને સૂતર વણકર પાસે વણાવે. આપણી વસાહતમાં આટલું પાર પાડવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ.

એ જ પ્રમાણે અહીં મહિલાશ્રમ છે ત્યાંની બહેનો કાંતે છે ખરી પણ તે સુધ્ધાં ખાદી ભંડારમાંથી ખાદી ખરીદ્યા વિના રહેતી નથી. મહિલાશ્રમ ખાદીની બાબતમાં સંપૂર્ણ સ્વાવલંબી હોવો જોઈએ અને બધું સૂતર છોકરીઓ પાસે જ વણાવવું જોઈએ. એમાં જ કેળવણી છે એવો જીવનમાં અનુભવ થવો જોઈએ. આ રીતે જ ગાંધીજીના માણસો પાસે લોકો જે તેજની અપેક્ષા રાખે છે તે એ કન્યાઓ બતાવી શકશે.

કૉલેજના વિદ્યાર્થીઓની બાબતમાં પણ આ જ વાત કહી શકાય એવી છે. તેમનામાં ચેતન આવે અને ખાદીજીવન સિદ્ધ કરવામાં પોતાની બુદ્ધિ અને શક્તિ વાપરે તો તેઓ પુરુષાર્થી થશે અને ગરીબોના સેવક બની શકશે.

એકતા માટે આપણે બાહ્ય ચિહ્ન રાખીએ છીએ. પણ આથી ચડિયાતું ચિહ્ન બીજું નથી. એમાંથી એવી રચનાત્મક શક્તિ ઉત્પન્ન થશે કે આજના વાતાવરણમાં ભરેલી હિંસાનો આપણે સામનો કરી શકીશું.

ઘણું કામ કરવાનું હોવાથી કાંતવાનો સમય નથી રહેતો એવું માનવામાં જાતને છેતરવાપણું છે. ગાંધીજીનો દાખલો આપણી સામે જ છે. તે અનેક જાતનાં કામોમાં આખો દિવસ રોકાયેલા રહેતા છતાં કાંતવાને માટે વખત ફાજલ પાડતા હતા.

૪–૨–'૪૮

## ૬

# વિજ્ઞાન અને અહિંસા

ગાંધીજીની હત્યા વિષે આખી દુનિયાના મહાપુરુષોએ પોતાનો શોક અને વિચારો વ્યક્ત કર્યા છે. એક દેશના વડા પ્રધાને કહ્યું છે કે છેલ્લા મહાયુદ્ધે માણસોમાં કેટલી હેવાનિયત ફેલાવી છે તે આ ઘટના બતાવે છે. એ મહાયુદ્ધના એક મોટા સેનાપતિ મૅકઆર્થરે કહ્યું છે કે ગાંધીજીના વિચારોનો આશ્રય લીધા વિના આપણો છૂટકો નથી. તે વિના દુનિયામાં શાંતિ થવાની નથી. આ ઉદ્‌ગાર એક સેનાપતિના છે એટલે ખાસ ધ્યાન ખેંચે છે.

કોણ જાણે ક્યાંથી હિંદુસ્તાનમાં હિંસાની હવા ફેલાઈ છે. આવડા મોટા દેશમાં અનેક વિચારભેદ અને મતભેદ હોય જ. એ મતભેદોનો ઉકેલ કરવામાં હિંસાને માન્યતા અપાશે તો સત્યાનાશ થશે. આ વાત સમજાવી જોઈએ છતાં નથી સમજાતી. મોટા મોટા વિચારકો કહે છે કે આખરે તો સૌએ અહિંસાનો જ આશરો લેવો પડશે પણ હમણાં હિંસા વિના નહીં ચાલે. પરંતુ આપણે સમજવું જોઈએ કે અહિંસા આખરનો ધર્મ નથી, અત્યારનો છે. તે આખરનો ધર્મ છે, વચગાળાનો છે ને તેથી હમેશનો છે. પણ તેની ખાસ જરૂર હોય તો આજે છે.

મારે એટલે સુધી કહેવું છે કે આજે અહિંસા ને હિંસા વચ્ચે પસંદગી કરવાનો સવાલ નથી. પસંદગી, વિજ્ઞાન અને હિંસા વચ્ચે કરવાની છે. વિજ્ઞાન અને હિંસા બંને સાથે નહીં ચાલી શકે. એ બંને મળીને આપણો કોળિયો કરી જશે. હિંસાને રાખવી હોય તો વિજ્ઞાનને છોડો ને મધ્યયુગના જમાનામાં પાછા જાઓ. કેમ કે એમાં હિંસા શરૂ થાય તોયે કંઈ નહીં તો આજના જેવો વિનાશ નહીં થાય. વિજ્ઞાનને રાખવું જ હોય તો હિંસાને છોડવી જોઈએ. વિજ્ઞાનમાં મોટી શક્તિ છે અને હિંસાને છોડી દઈએ તો વિજ્ઞાનની મદદથી આપણે પૃથ્વી પર સ્વર્ગ ઉતારી શકીએ. પણ વિજ્ઞાન અને હિંસાની જોડી આખી માનવજાતને ભરખી જશે. એટલે જે વિજ્ઞાનના આશક છે તેમણે હિંસાની વિરુદ્ધ બળવો ઉઠાવવો જોઈએ. કેળવણીકારોએ પણ આ વાત સમજી લેવાની છે. હિંસા કેળવણીની દુશ્મન છે. જ્યાં હિંસા છે ત્યાં કેળવણી નથી. સમાજશાસ્ત્રીઓએ પણ આ વાત ધ્યાનમાં રાખવાની છે. સમાજનો આધાર હિંસા નથી, અહિંસા છે. અહિંસા ન હોય તો સમાજશાસ્ત્રની વાત જ મિથ્યા છે. આ રીતે આપણે વિચારતા થઈશું તો જ હિંસાના રાક્ષસનો નાશ થઈ શકશે.

•

બાપુ ગયા ને એમના સ્મારકની વાતો શરૂ થઈ છે. અહિંસક જીવન જીવી નહીં બતાવીએ તો આપણે જે કાંઈ સ્થૂળ સ્મારકો કરીશું તેથી લોકોને હસવાનું થશે. એટલે

આ તેર દિવસોમાં આપણે આત્મમંથન કરીએ અને આપણાં જીવન સુધારીએ.

એક સજ્જને લખ્યું છે કે આપણે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. એ પ્રાયશ્ચિત શું હોય? આપણા મનના એકાદ ખૂણામાં પણ એવી શંકા રહી ગઈ હોય કે હિંસાથીયે કંઈક લાભ તો થાય છે, તો તે વહેમ આપણે મનમાંથી કાઢી નાખીએ એ જ ઉત્તમ પ્રાયશ્ચિત્ત છે. પણ આ કાંઈ બોલી બતાવવાની વાત નથી; ખાલી બોલવાથી એ થઈ પણ જવાની નથી.

આમ મને બોલવાનો શોખ નથી અને બોલવાનો મને હમેશ અણગમો રહે છે. અત્યારે અહીં બોલવાનો તો મને ભાર જ લાગે છે. છતાં સહધર્મીઓ બેઠા છે એમની આગળ બોલું છું કેમ કે એથી મારો સંકલ્પ દૃઢ થશે એમ મને લાગે છે. મારી પોતાની સાથે વાત કરતો હોઉં તેમ હું આ બોલું છું.

૫–૨–'૪૮

## ૭

# રામ કરતાં નામ મોટું

આજે આપણે રામાયણમાંથી જે સાંભળ્યું તેમાં એક મહાન વિચાર છે. એમાં કહ્યું છે કે રૂપ કરતાં નામ ચડિયાતું છે. રૂપ થોડા દિવસનું હોય છે પણ નામ સનાતન છે. મતલબ કે એક વ્યક્તિ રામચંદ્ર જેવી હોય તોયે જેટલું કરી શકે તેના કરતાં ઘણું વધારે કરી શકવાની શક્તિ નામમાં છે. રૂપ એટલે વ્યક્તિ. નામ એટલે વિચાર. વ્યક્તિ પણ મોટી હોય છે તે તેનામાં રહેલા કોઈ ખાસ વિચારને લીધે. એટલે કે તે વ્યક્તિ તે વિચારને વ્યક્ત કરવામાં નિમિત્ત બને છે. છતાં શક્તિ તો વિચારમાં જ રહેલી છે. આપણને એનો અનુભવ પણ થાય છે. જેમ વ્યક્તિનું અસ્તિત્વ કેટલેક અંશે વિચારને મદદરૂપ થાય છે તેમ તેનાથી વિચારને હાનિ પણ પહોંચે છે. વ્યક્તિ ખસી જતાંની સાથે શુદ્ધ વિચાર બાકી રહે છે. એટલા માટે તુલસીદાસજીએ કહ્યું છે કે રામ કરતાં નામ મોટું છે. રામે જે પતિતોને તાર્યાં તેમની સંખ્યા આપણે ગણી શકીએ. પણ તેના નામે જેટલા તાર્યાં અને હવે પછી તરશે તેની સંખ્યા ગણાય એવી નથી. નામમહિમા દ્વારા તુલસીદાસજીએ આ વિચારનું માહાત્મ્ય આપણી આગળ રજૂ કર્યું છે.

આખરે માણસને વિચારથી અને વિચારસૂચક નામથી જેટલી શાંતિ મળે છે તેટલી બીજી કોઈ વસ્તુથી મળતી નથી. એટલા માટે જ નામસ્મરણનો મહિમા ગવાયો છે. નામસ્મરણથી સહેજમાં હૃદયપરિવર્તન થઈ જાય છે. એ બધું વિચાર—ચિંતનનું પરિણામ છે. એથી નવો રસ્તો પણ મળે છે. આપણે જોયું છે કે સંતો પોતાના જીવનકાળમાં જેટલા સમર્થ હોય છે તેના કરતાં પોતાનું જીવન પૂરું કર્યા પછી કેટલાયે વધારે સમર્થ બને છે. કારણ, તેમનું સ્થૂળ રૂપ નાશ પામે છે તેની સાથે તેમની ઊણપો પણ નાશ પામે છે. પછી સંપૂર્ણ, શુદ્ધ, દિવ્ય અંશ જ બાકી રહે છે. પરંતુ આપણને એક જાતનો મોહ રહે છે. એને શું નામ આપીશું? એને દર્શનમોહ કહીશું. એ મોહને લીધે જ્યારે રૂપ નાશ પામે છે ત્યારે એક ક્ષણ જાણે અંધકાર જેવું છવાઈ જાય છે. પણ તેથી કાંઈ પ્રકાશનો લોપ થતો નથી. સ્લેટ પર અક્ષરો લખીએ છીએ અને પછી ભૂંસી નાખીએ છીએ છતાં તેમનો અર્થ ભૂંસાઈ જતો નથી એ આપણે જાણીએ છીએ. એ જ પ્રમાણે એક માણસે જે વિચાર પ્રગટ કર્યા હોય તે તેના નાશ પામવાથી નાશ પામતા નથી. ઊલટું, વિચારોનો પ્રકાશ વધારે ચોખ્ખો થાય છે.

બાપુ જીવતા હતા ત્યારે તેમના વિચારો પર આપણને શ્રદ્ધા હતી તે આ બનાવથી ઓછી થવાની નથી. ઊલટું, આપણી શ્રદ્ધામાં જે ખામી હતી, અને દિલચોરી હતી તે નીકળી

જશે. અને કદાચ એટલા જ માટે ભગવાન આવા અવસર યોજતો હશે. કદાચ એટલા માટે કહું છું કે ઈશ્વરની યોજનાનો આપણે પાર પામી શકતા નથી. તેની યોજના આપણી બુદ્ધિથી પર છે. એટલે આપણે તેની ફિકરમાં ન રહીએ. આવી ઘટનાઓથી આપણને કેટલું આંતરિક બળ મળી શકે તેનો જ આપણે વિચાર કરીએ. એવો વિચાર કરીએ તો ઘણો લાભ થાય. આજે સવારે ચિંતન કરતાં કરતાં આ વિચાર મને સૂઝ્યો અને તે જ તુલસીદાસજીનાં વચનોનો આધાર લઈ મેં તમારી આગળ મૂક્યો છે.

૬–૨–'૪૮

## ૮

## ગાંધીજીનાં સ્મારક

લોકો ગાંધીજીનાં સ્મારકોનો વિચાર કરવા લાગ્યા છે. ગાંધીજીનું જીવન બહુ વ્યાપક હતું; જીવનની અનેક શાખાઓ સાથે તેમનું જીવન સંકળાયેલું હતું. એટલે જાતજાતનાં સ્મારકો થશે. રાષ્ટ્ર તરફથી પણ એકાદ ખાસ સ્મારક રચાશે. પણ આ બધાં સ્થૂળ સ્મારકોથી સાચી યાદગીરીનું કામ પાર નહીં પડે. મને એવો ડર છે કે એ સ્મારકોને લીધે મુખ્ય વાત નજર આગળથી દૂર થશે. ઘણી વાર એવું બને છે કે કોઈ ખાસ અવસર પર લાગણીઓમાં ઊભરો આવે છે. પછી તે લાગણી શાંત કરવાને માણસ કંઈક

કામ કરી નાખે છે અને તેથી ઊભરો ધીમે ધીમે બેસી જાય છે. દુઃખનો આવેગ આવે ત્યારે ગંભીર માણસ તે આવેગને અંતરમાં જ દબાવી દે છે અને એમાંથી બળ મેળવે છે. જ્યાં એવી ગંભીરતા નથી હોતી ત્યાં એ આવેગ રડવા-કકળવાના અથવા આંસુના રૂપમાં બહાર પડે છે. એ રીતે ચિત્ત શાંત થઈ જાય છે. આ જ રીતે પૂજ્યબુદ્ધિને લીધે માણસ થોડો વખત લાગણીથી ઊભરાઈ જાય છે અને પછી તેને બહાર પ્રગટ કરી શાંતિ મેળવે છે. આવા પ્રસંગે રાતની રાત ભજન કરનારા મેં કેટલાય માણસો જોયા છે. ભજનનો પણ એક ઊભરો હોય છે. પણ એની જીવન પર કોઈ ખાસ અસર પડતી હોય એમ જણાતું નથી. એમાં સદ્ભાવનો અંશ ભલે હોય પણ એ એક ખાલી ઊભરો જ હોય છે અને ભજન એ ઊભરાને બહાર કાઢવાનું સાધન છે.

પણ આપણે એવું ન થવા દઈએ. આપણે ગંભીરતાથી વિચાર કરવાની વૃત્તિ રાખીએ. આપણા જીવનનું પરિવર્તન થવું જોઈએ. આપણું જીવન પાપી છે એમ આપણને સ્પષ્ટ લાગવું જોઈએ. આપણું જીવન પાપી ન હોત તો જે ઘટના બની છે તે ન બનત. એક સાથીએ મને પૂછ્યું, "ગાંધીજી જેવા પવિત્ર પુરુષ ઉપર હત્યારાનો હાથ કેમ ઊપડ્યો હશે?" આ એક વિચારવા જેવી વાત છે. મેં કહ્યું, "ગાંધીજી એક વ્યક્તિ ક્યાં રહ્યા હતા? તેઓ આપણા બધાનો ભાર ઊપાડતા હતા. આપણાં જીવન મલિન હતાં એટલે તેમની હત્યા થઈ. તેઓ એક

વ્યક્તિ હોત, આપણી જવાબદારી તેમણે ઉપાડી ન હોત તો જુદી વાત હતી. પણ તેમણે આપણ સૌની જવાબદારી ઉપાડી અને છેવટ લગી તે અદા કરતા રહ્યા. એટલે એ હત્યાની જવાબદારી આપણી છે.” આ સમજી લઈને આપણામાં જે જે વિચારદોષ હોય તે બધા કાઢી નાખીએ અને જીવનમાં એ પ્રમાણે પરિવર્તન કરીએ. બાકી, ગમે તેટલાં સ્થૂળ સ્મારકો બનાવીશું તોયે આપણે જે કામને માટે તૈયાર થવાનું છે તે કામ એમનાથી પાર નહીં પડે. આ રીતે તૈયાર થયા વિના આ ઘટનાનું પ્રાયશ્ચિત્ત થનારું નથી.

૭-૨-’૪૮

## ૯

# સ્મારકો વિષે વિવેક

કાલે સ્મારકો વિષે બોલતાં મેં કહ્યું હતું કે બહારનાં સ્મારકો રચવાની ધૂનમાં આપણે અંદરની વસ્તુને ભૂલી ન જઈએ. છતાં બહારનાં સ્મારકો તો થવાનાં જ. એમાં પણ વિવેક રાખવાની જરૂર છે.

મારા પર બેત્રણ કાગળો આવ્યા છે તેમાં એવાં સ્મારકો વિષે દરખાસ્તો છે. એક દરખાસ્ત એવી છે કે બની શકે તો દરેક ગામમાં ગાંધીજીનું મંદિર બાંધવું. એમાં ગાંધીજી અને કસ્તૂરબાની મૂર્તિ બેસાડવી. સૂચના કરનારની ભાવનાની

હું કદર કરું છું છતાં મારે કહેવું જોઈએ કે આ રીતે ચાલવામાં જોખમ છે. આજે હિંદુસ્તાનમાં એવા માણસો પણ છે કે જેમને વિષે તેમના શિષ્યો તે અવતાર છે એવો દાવો કરે છે. ગાંધીજી પ્રત્યે એવી મૂઢ ભક્તિ આપણે ન રાખીએ. તેઓ એક માનવ હતા અને માનવ જ રહેવા જોઈએ. તેમને તેવા રહેવા દેવામાં આપણને જ લાભ છે. એમ કરવાથી એક સજ્જનનું ચિત્ર આપણી સામે રહેશે અને આજે જેની ખૂબ જરૂર છે એવો નૈતિક આદર્શ દુનિયાને મળશે. એને બદલે એમને દેવ બનાવી દઈશું તો તેથી દેવોને કશો ફાયદો થનારો નથી, ઊલટું, આપણે માનવતાનો એક આદર્શ ગુમાવી બેસીશું. ભક્તિભાવ માટે આપણી પાસે જોઈએ તેટલી સામગ્રી પડેલી છે. એ માટે નવા દેવની નહીં પણ જીવનશુદ્ધિના એક પવિત્ર દૃષ્ટાંતની જરૂર છે. નીતિનાં જૂનાં દૃષ્ટાંત નવા જેટલું કામ નથી આપતાં. એવું નવું દૃષ્ટાંત બાપુના રૂપમાં આપણને મળ્યું છે. એમને દેવ બનાવીશું તો આપણને ખોટ જશે ને સામો કંઈ લાભ થવાનો નથી. અનેક સંપ્રદાયોમાં એકનો ઉમેરો કરીશું તેથી આપણે શું મેળવીશું? એથી બહેતર છે કે જે રામનું નામ લઈ એમણે દેહ છોડ્યો તેની જ ભક્તિ ને તેનું જ નામરટણ આપણે કરીએ. અને દશરથનો પુત્ર હતો તે રામ નહીં પણ જેના નામ પરથી દશરથે પોતાના પુત્રનું નામ પાડ્યું હતું તે રામ એટલે કે અંતર્યામીની આપણે ભક્તિ કરીએ ને તેનું નામ રટીએ. ભગવાનના ગુણો અનંત છે. એ ગુણોનો વિચાર

કરીને આપણે અનેક નામ લઈએ પણ કોઈ વ્યક્તિના નામને ભગવાન સાથે ન જોડીએ. મને તો એવી પણ બીક રહે છે કે જેમ સંપ્રદાયને નામે ભૂતકાળમાં ઝઘડા થયા તેમ નવો સંપ્રદાય સ્થાપી ભવિષ્યકાળ માટે આપણે એવું જ કારણ નિર્માણ કરીશું.

એથી નમ્રતા રાખી ગાંધીજીની માનવતાને માટે આદર કેળવી એમના ગુણોને આપણે અનુસરીએ અને થઈ શકે તો તેમાં વધારો કરીએ; મૂર્તિઓમાં વધારો ન કરીએ.

૮-૨-'૪૮

## ૧૦

## ભૂતમાત્રમાં ભગવાન વસે છે

મારાં પ્રિય આત્મસ્વરૂપ ભાઈઓ અને બહેનો,

મને યાદ નથી, પણ આ ભૂમિ પર હું કદાચ આ પહેલી વાર જ બોલું છું. અહીં હું બહુ વખત આવ્યો પણ નથી. પરંતુ વિચારના સંબંધની દૃષ્ટિએ જોઈએ તો મારે કહેવું જોઈએ કે મેં અહીં જ રહેવાનો સતત પ્રયત્ન કર્યા કર્યો છે.

ઈશ્વરે આ જગતમાં હમેશાં સત્પુરુષોની પરંપરા મોકલી છે એ એની અપાર કૃપા છે. એક જાય છે કે તરત જ તેની પાછળ બીજો આવે છે. અને જે આવે છે, તે

પોતાની પહેલાં થઈ ગયેલાને પાછળ પાડી તેના કરતાં આગળ નીકળી જાય છે. એવો જ એક મહાપુરુષ આવ્યો અને ગયો. તે આપણને બધાને પોતાના વારસ બનાવતો ગયો છે. પુત્રો કશું કર્યા વિના માત્ર જન્મના દાવાથી જ પિતાની મિલકતના વારસ બની જાય છે. પરંતુ આપણને જે મિલકત મળી છે તેના સાચા વારસ બનવા માટે આપણે ભગીરથ પ્રયત્ન કરવો પડશે. બધા સંતોએ આપણને ત્રણ બાબતનો ઉપદેશ આપ્યો છે. પહેલો ઉપદેશ એ કે તમારા પડોશી પર પ્રેમ રાખો. બીજો એ કે જે પોતાને તમારો શત્રુ કહેવડાવતો હોય તેના પર પ્રેમ રાખો. અને ત્રીજો ઉપદેશ એ કે વૈષ્ણવો પર, સજ્જનો પર, ભક્તો પર પ્રેમ રાખો. આ ત્રણે ઉપદેશોને અનુસરવા માટે આપણે આત્મા પર પ્રેમ રાખતાં શીખવું જોઈએ. એટલે જે આપણને મળવા આવે, દર્શન આપવા આવે તે પરમાત્મા-સ્વરૂપ જ છે એવી ભાવના આપણે હમેશ આપણા વહેવારમાં રાખવી જોઈએ. આ છેલ્લી ગણાવેલી ભાવના વિના સંતોના ત્રણ ઉપદેશોનું બરાબર પાલન આપણે કરી નહીં શકીએ. દોષ મનુષ્યમાત્રમાં રહેલા છે, તેમ ગુણ પણ હોય છે. ગુણદોષને જ જોતા રહીશું તો આપણે સર્વત્ર પરમાત્માનું દર્શન કરી નહીં શકીએ. આ ભૂમિ પર આપણે જે કોઈ શરીર ધારણ કરીને રહેવાના અધિકારી થયા છીએ તે બધાએ ધ્યાનમાં રાખવું જોઈએ કે આપણી આસપાસ રહેનારા, આપણે પોતે સુધ્ધાં, પરમાત્માના જ

અંશ છીએ. આ જ ભાવના આપણે દૃઢ કરવી જોઈએ. આ એક મંત્રના આધારથી બાકીના બધા આદેશ સહેલાઈથી પાળી શકાશે. આપણે ત્યાં અનેક સંસ્થાઓ છે. તેમની વચ્ચે અનેક પ્રકારના મતભેદ હશે. પરંતુ તે બધા મતભેદને દૂર કરનાર અને ચોક્કસ નિર્ણય આપનાર એક જણ હતો; તે તો ગયો. હવે કોણ રહ્યું છે? જે ગયો તે મર્યાદિત શક્તિવાળો હતો અને હવે જે રહ્યા છે તેની શક્તિ અનંત છે એવો અનુભવ આપણને થવો જોઈએ. તેની અને આપણી વચ્ચે સીધો સંબંધ છે. આપણને જે મળે તે ભગવાન જ છે એ વાત આપણા ધ્યાનમાં રહે તો પછી મતભેદોનો અને ઝઘડાનો સવાલ રહેતો નથી, બધા રાગદ્વેષ શમી જશે.

જે ક્ષણે મનમાં વિકાર ઊઠે તે ક્ષણ ફોગટ ગઈ એમ જાણવું અને જે ક્ષણે મનમાં વિકાર આવતા નથી તે ક્ષણ સાર્થક થઈ જાણવી. દુનિયાની દૃષ્ટિએ આપણે અનેક કામ કરવાનાં હોય છે, કારણ, શરીર તે માટે જ છે. શરીરનું અસ્તિત્વ એ જ તેની નિશાની છે. એટલે તેને લગતાં કાર્યો આપણે કર્યા જ કરીશું. પરંતુ આપણો વખત લેખે લાગ્યો કે નહીં એની પરીક્ષા આપણે બહારનાં કામો પરથી નહીં કરીએ, ચિત્ત કેટલી ક્ષણ નિર્વિકારી રહ્યું તે પરથી કરીશું. બાપુજી સવારથી તે સાંજ સુધી શાં શાં કામ કર્યાં તેની રોજનીશી રાખવાનું કહેતા. આપણે માનસિક ડાયરી રાખીએ તો તેમાં કેટલો વખત સુધી ભગવદ્ભાવના

આપણામાં રહી તેની જ નોંધ રાખીશું. એમ કરતાં કરતાં ભગવાનની કૃપાથી એ દૃષ્ટિ આપણા હૃદયમાં સ્થિર થઈ જાય કે આપણો બેડો પાર થયો સમજવો.

આશ્રમના મિત્રો કહે છે કે હવે તેઓ મારી પાસે કામ લેવા માગે છે. તે તો થશે જ. એમાં કશી મુશ્કેલી નથી. પણ મેં અત્યારે જે વિચાર તમારી આગળ મૂક્યો તેથી જેવું કામ પાર પડશે તેવું એકબીજાનો આધાર લીધેલેયે બડી નહીં શકે. છેવટે હું પ્રભુને પ્રાર્થના કરું છું કે જે કોઈ સ્ત્રીપુરુષબાળક આપણી નજરે પડે તે બધાં પ્રભુનાં જ રૂપ છે એ રીતે તેમની તરફ જોવાની અમને બુદ્ધિ આપ. આ ભૂમિ પર આપણે એવો દૃઢ સંકલ્પ કરીએ.

૮–૨–'૪૮

## ૧૧

# ईश्वरअल्ला तेरे नाम

સર્વ ધર્મોની શુદ્ધિ ને એકતા માટે ગાંધીજીનું બલિદાન અપાયું છે. હિંદુસ્તાનમાં છેક પ્રાચીન કાળથી અનેક પંથો અને વિચારોનો સમન્વય થતો આવ્યો છે. જ્યારથી હિંદુ ને મુસલમાન વચ્ચે સંબંધ થયો છે ત્યારથી એ બેનો સમન્વય સાધવાના પ્રયાસ કબીર, નાનક વગેરે સંતોએ કર્યા છે. રામ ને રહીમ, કૃષ્ણ ને કરીમ એક છે એ એમનાં

જ વચન છે. પરંતુ હમણાં હમણાં ખાસ કરીને રાજકીય કારણોસર હિંદુ અને મુસલમાનોમાં ભેદ પેદા કરી તે વધારવામાં આવ્યા છે. એટલે ફરીથી ગાંધીજીએ **ઈશ્વરઅલ્લા તેરે નામ**ની ધૂન ચલાવી. અને એને પરિણામે જ એમના દેહનો ભોગ લેવાયો. વચગાળામાં જ્યારે બે કોમ વચ્ચે ભેદ વધારવામાં આવ્યા ત્યારે તે અનેક રીતે વધી ગયા: ત્યાં લગી વિચારોનો સમન્વય સધાતો આવ્યો હતો અને લોકો હળીમળીને રહેતા હતા. તેઓ એકબીજાના ઉત્સવમાં ભાગ લેતા અને બંને સમાજ એકરૂપ થતા જતા હતા. આજે ભેદભાવનો પ્રચાર કરવામાં આવ્યો છે એટલે એકબીજાને વિષેની ગેરસમજ ખૂબ વધી ગઈ છે. તે ટળશે, ટળવી જોઈએ. એ ટાળવાને **ઈશ્વરઅલ્લા તેરે નામ** એ મંત્ર સમર્થ છે. જેઓ અભ્યાસ કરી શકે એમ છે તેઓ એકબીજાના ધર્મનો અભ્યાસ કરશે અને એ રીતે પૂરો સમન્વય સધાશે.

થોડાં વર્ષ પહેલાં કુરાનનો અભ્યાસ કરવાનું મને સૂઝયું. એમ તો પહેલાં મેં કુરાનનો અંગ્રેજી અનુવાદ વાંચ્યો હતો. પણ એથી મને સંતોષ થતો નહોતો. અરબી અને અંગ્રેજીની રચના ને શબ્દસૃષ્ટિમાં ઘણો તફાવત છે. એટલે મેં મૂળ અરબીમાં જ કુરાન વાંચવાનો વિચાર કર્યો. મારો સ્વદેશી ધર્મ મને પવનાર છોડવા દે એમ નહોતું. એટલે ત્યાં બેઠાં બેઠાં થાય તેટલો અભ્યાસ મેં કર્યો. મેં કુરાનના શબ્દોના મૂળમાં ઊતરવાની કોશિશ કરી. મારી આંખ પહેલેથી ખરાબ હતી તે આથી વધારે બગડી. પણ

મને માનસિક લાભ ઘણો થયો. એવી શ્રદ્ધા તો મને પહેલેથી જ હતી કે બધા ધર્મોમાં એકતા છે, કારણ, માનવહૃદય એક છે અને ધર્મો સ્થાપનારા પુરુષો મોટા દિલના હોય છે. પણ આ અભ્યાસથી એ શ્રદ્ધાનો પ્રત્યક્ષ અનુભવ થયો. જ્યારે મારો અભ્યાસ ચાલતો હતો ત્યારે એક વિદ્વાન અને સદ્‌ભાવવાળા ભાઈએ મને લખ્યું કે, "આપ કુરાનનો અભ્યાસ કરો છો તો શું કુરાનમાં પણ અહિંસા વગેરે વાતો મળે છે?" તેમના કહેવાની મતલબ એવી હતી કે કુરાનમાં એવી વાતો મળે તો નવાઈ કહેવાય! કુરાનના અભ્યાસથી મને જણાયું કે બધા ધર્મોએ સહિષ્ણુ હોવું જોઈએ તેમ ઇસ્લામ પણ અત્યંત સહિષ્ણુ ધર્મ છે. કુરાન ખુદ જાહેર કરે છે તેમ સત્યના પ્રચારમાં કદી જબરદસ્તી ન થાય.

કુરાનમાં મને બીજી પણ એક વસ્તુ જોવાની મળી. દુનિયાનો દીન એટલે કે ધર્મ એક જ છે, કેવળ મજહબ એટલે કે પંથ જુદા જુદા છે. સત્યને રસ્તે ચાલવું તે દીન અથવા ધર્મ. એ સત્ય તરફ જવાના પંથ તે મજહબ. તે અનેક અને જુદા જુદા હોય છે. પછી કહ્યું છે કે તમે બધા એક જ उम्मत, એક જ સમાજ છો. રીતરિવાજના ફરકને લીધે જ બધા ભેદ પડ્યા છે પણ એમનું કંઈ મહત્ત્વ નથી. હું હમણાં જ તમારી આગળ કુરાનનો એક નાનો સરખો અધ્યાય બોલી ગયો. તેમાં ઇસ્લામનો સાર આવી જાય છે. એમાં પેગમ્બર સાહેબ કહે છે: અસ્ત પામતા

સૂર્યને સાક્ષી રાખી હું આ પ્રતિજ્ઞાવાક્ય બોલું છું કે જેમ આ આફતાબ અસ્ત પામવાની તૈયારીમાં છે તેમ મનુષ્યની જિંદગી પણ ક્ષણિક છે. જે પોતાની જિંદગી શાશ્વત માનીને બેઠા છે તે ગફલતમાં છે. માત્ર જેઓ ઈશ્વર પર ભરોસો રાખે છે, સત્કર્મો કરે છે અને એકબીજાને સત્યને રસ્તે ચાલવાનો તેમ જ શાંતિનો બોધ આપે છે તે જ ગફલતમાં નથી.

કુરાનમાં જ્યાં જ્યાં ઈશ્વર પર ભરોસો રાખવાની વાત આવે છે ત્યાં ત્યાં તેની સાથે સત્કર્મો કરવાની વાત જોડવામાં આવી છે. એ બે મળીને એક વસ્તુ બને છે. એક આંતરિક છે ને બીજી બાહ્ય છે. હક અને સબ્ર એટલે કે સત્ય અને શાંતિ એ જ ટૂંકમાં ઇસ્લામ છે. એ જ હિંદુ ધર્મ છે, એ જ ખ્રિસ્તી ધર્મ છે, એ જ બધા ધર્મો છે. એટલે જ ईश्वरअल्ला तेरे नाम એ નાનો સરખો મંત્ર બધા ધર્મોની શુદ્ધિ અને સમન્વયનો મંત્ર છે. એનો આધાર લઈને આપણે સત્ય અને અહિંસા અથવા પ્રેમની નિષ્ઠા કેળવીએ તો ગાંધીજીના બલિદાનથી એક નવયુગનાં મંડાણ થઈ શકે.

૯-૨-'૪૮

## ૧૨

# આપણા ચોકીદાર

ગાંધીજી પછી આપણા માર્ગદર્શક ચોકીદારો આપણાં અગિયાર વ્રતો છે. ગાંધીજી હતા ત્યારે પણ એ જ આપણા ચોકીદાર હતાં. કાલે આપણે જે ભાવનાનો વિચાર કર્યો તેનો અમલ કરવાથી આ બધાં વ્રતો સહેલાઈથી પાળી શકાય છે. બધી જગાએ પરમેશ્વરને જોવાનો પ્રયત્ન કરીએ તો સત્ય સ્વયંસિદ્ધ થઈ જાય છે. પછી છુપાવવા જેવું કશું બાકી રહેતું નથી. તે જ રીતે હિંસા, ક્રોધ વગેરે પણ અશક્ય બની જાય. બધી બાજુએ પરમેશ્વર જ છે તો આપણે હિંસા કોની કરવાના, ક્રોધ કોના પર કરવાના? અને એવી જ રીતે પછી કોઈ પણ વિકાર કે પાપબુદ્ધિને અવકાશ રહેતો નથી. जहँ जहँ देख धरे धनुबाना એવું તુલસીદાસજીનું વચન છે. એટલે કે ચારે બાજુ જીવતાજાગતા ધનુર્ધારી રામચંદ્ર હાજર છે એવું ભક્ત જુએ છે. પછી તેના ધનુષબાણ આગળ મનનો કોઈ વિકાર ટકી શકતો નથી. છતાં આ વ્રતોના પાલન માટે આપણે સ્વતંત્ર પ્રયત્ન કરવો જોઈએ, કારણ કે આપણે આપણા વિકારોને ઓળખી ન લઈએ તો કેમ ચાલે? એટલે આપણે ઝીણવટપૂર્વક આપણું મન તપાસવું જોઈએ. ચિત્તમાં કેટલા વિકાર રહ્યા છે તે પરથી આપણી

બધે પ્રભુ જોવાની ભાવના થઈ કે નહીં તે સમજાય છે. એટલા માટે જ આપણે આ અગિયાર ચોકીદાર મૂક્યા છે. અને વ્રતોનાં નામ પર આશ્રમ ચાલે છે તેથી જગત પણ એવી અપેક્ષા રાખશે કે આશ્રમમાં બીજું કંઈ હોય કે ન હોય પણ આ વ્રતોનું પાલન કરવા માટે પૂરેપૂરો પ્રયત્ન તો થતો જ હશે. અહીં જે દર્શન કરનારા આવે છે તે ખૂબ શ્રદ્ધાથી આવે છે. તે લોકો આપણી પરીક્ષા શી કરવાના હતા? પરંતુ વ્રત પાળવાના આપણા પ્રયત્નની અસર અહીંની હવામાં ફેલાય અને દરેકને તેનો સ્પર્શ થાય એવું થવું જોઈએ. આથી આપણે જાગ્રત રહેવું જોઈએ. અને અહીંનું એટલે આપણા ચિત્તનું વાતાવરણ તદ્દન શાંત રાખવાનો પ્રયત્ન થવો જોઈએ. અહીં કોઈ પણ જાતનું કઠોર વચન બોલાવું ન જોઈએ. ખોટું બોલવાની વાત તો દૂર રહી, ખોટો વિચાર આવે તે પણ ન ચાલે. બીજાની ભૂલ દેખાય જ નહીં એવી મનોવૃત્તિ થઈ જવી જોઈએ. કોઈ માણસ પોતાની ભૂલ કહેતો આવે તોપણ તે આપણને ધ્યાનમાં લેવા જેવી ન લાગવી જોઈએ. અને દુનિયાને નજીવી લાગતી આપણી પોતાની ભૂલ આપણને પહાડ જેવડી લાગવી જોઈએ. આપણી આસપાસ ક્યાંક વાદવાદ ચાલતો હોય તો આપણી હાજરીએ ત્યાં સ્નેહનું કામ કરવું જોઈએ. યંત્રોમાં ઘર્ષણનાં અનેક સ્થાનો હોય છે પણ ત્યાં તેલ પૂરવાથી ઘર્ષણ ઓછું થાય છે. એવું કામ આપણી મારફતે થવું જોઈએ.

આપણે બ્રહ્મચર્યવ્રત પાળીશું. આપણામાં કેટલાક અવિવાહિત હશે, કેટલાક વિવાહિત પણ વાનપ્રસ્થ હશે. બાકીની દુનિયા, આપણી આસપાસની ખુદ દુનિયા ગૃહસ્થાશ્રમી હશે. એ સ્થિતિમાં ગૃહસ્થાશ્રમી આપણી નજરમાં સીતારામ છે અને આપણે હનુમાન છીએ એવી ભાવના આપણામાં હોવી જોઈએ. એટલે કે સીતા ને રામ વિષે હનુમાનને જેવો આદર હતો તેવો આદર આપણને જગતનાં સ્ત્રીપુરુષ પ્રત્યે રહેવો જોઈએ. વળી, સીતારામની સન્મુખ હનુમાનને જેવો નમ્રભાવે સેવામાં હાજર રહેલો આપણે ચીતરીએ છીએ તેવી જ રીતે આપણે તેમની સેવા માટે તૈયાર રહેવું જોઈએ. બ્રહ્મચર્યવ્રતધારી મનુષ્ય બધાની સેવામાં હમેશાં હાજર રહેનારો સેવક છે—હમેશાં નમ્ર ને તત્પર. તેને વિષે જગત ભલે આદરભાવ રાખે, પણ પોતાને તો સીતા-રામના ચરણની રજ માનશે. આવું વાતાવરણ રહે, કંઈ ને કંઈ શરીરશ્રમ અને જનસેવા થતી રહે તો પછી બીજાં કંઈ દુનિયા જેને મોટાં કહે છે તેવાં કામ આપણે હાથે થાય કે ન થાય તેની કશી ફિકર ન રાખવી. સમજદાર લોકો આપણી પાસે આવી જ અપેક્ષા રાખે છે. "હિંદુસ્તાનનો રાજકારભાર સંભાળી શકે એવા કોઈ આશ્રમમાં કેમ નથી?" એવો પ્રશ્ન કોઈ પૂછવાનું નથી. **સ્થિતપ્રજ્ઞ-દર્શન**માં મેં લખ્યું છે કે દરેકને માટે નેતા બનવું શક્ય નથી પણ દરેક જણ સ્થિતપ્રજ્ઞ બની શકે છે કારણ તે માટે જેની જરૂર છે તે સૌની અંદર જ પડેલું છે. એ માટે બહારની કોઈ સામગ્રીની જરૂર નથી.

મેં મારી શ્રદ્ધા વ્યક્ત કરી છે. તેનાથી આપણે કેટલા દૂર છીએ તે તો આપણે જોઈએ જ છીએ. પરંતુ રોજ સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો ગાઈએ છીએ તો તે પ્રમાણે વર્તવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ એ જ આજની વાતની મતલબ છે.

૯-૨-'૪૮

## ૧૩

## સામુદાયિક અહિંસાની જરૂર

બાપુ વિષે શોકના જે ઉદ્દગાર પ્રગટ થયા છે તેમાં એક વાત ખાસ ધ્યાન ખેંચે એવી છે. તે એ કે દુનિયાના ખૂણેખૂણામાંથી ને જાતજાતના વિચારવાળા લોકોએ શોકના ઉદ્દગાર કાઢ્યા છે. એમાં કેટલાક માણસો એવા છે જે સંગઠિત સરકારો ચલાવે છે અને હિંસાત્મક સંગઠન પણ કરે છે; બીજા કેટલાક ચિંતનશીલ વિચારકો છે. એ બધાએ બાપુના સંદેશને દુનિયાને માટે ખૂબ જરૂરી માન્યો છે. એનો અર્થ એ થયો કે આજે દુનિયાના વિચારકો હિંસાથી ત્રાસી ગયા છે. એમાંથી કેમ છુટાય એ એમને સૂઝતું નથી. પણ ગાંધીજીએ સામુદાયિક અહિંસાનો જે વિચાર દુનિયા આગળ મૂક્યો છે તેને ગમે તે રીતે અને ગમે ત્યારે અમલમાં મૂક્યા વિના છૂટકો નથી અને

એને જેટલો વહેલો અમલમાં મુકાય તેટલું સારું એવો એ ઉદ્‌ગારનો ભાવ છે.

હિંદુસ્તાનના લોકોને એ વિચારનું મૂલ્ય હજી સમજાયું નથી. કારણ, દોઢસો વરસ સુધી પ્રજાને બળજબરીથી નિઃશસ્ત્ર રાખવામાં આવી હતી. કદાચ એને લીધે જ શસ્ત્રાસ્ત્રો પરનો આપણો વિશ્વાસ વધી ગયો હશે, આપણા મનમાં તેમનું મહત્ત્વ વધી ગયું હશે. જે ચીજ આપણી પાસે ન હોય તેનું મહત્ત્વ આપણા મનમાં વધી જાય છે. એવો પણ સંભવ છે કે સામુદાયિક અહિંસાના વિચાર પર શ્રદ્ધા બેસે તે માટે જે મનોબળ જોઈએ, જે કલ્પનાશક્તિ જોઈએ, જે પુરુષાર્થ જોઈએ તે આપણામાં ઓછો હશે. છતાંયે ગાંધીજીને વિશ્વાસ હતો અને હિંદુસ્તાનની સંસ્કૃતિ તેમ જ સંસ્કારો જોતાં એવી આશા રાખી શકાય કે આ વિચારને પહેલાં હિંદુસ્તાન જ અપનાવી શકશે. પચીસત્રીસ વરસ સુધી અહીં એનો જે ભાંગ્યોતૂટ્યો પ્રયોગ થયો છે એથી થોડા લોકોને શ્રદ્ધા બેઠી છે એટલું તો થયું જ છે.

આજે દુનિયાને કંઈ સૂઝતું નથી. તે ગૂંચવણમાં પડી છે. એવી સ્થિતિમાં આ મુખ્ય વિચારને ક્યાં સુધી અપનાવી શકીશું, એને માટે જે જે વસ્તુ કરવી જોઈએ તે બધી ક્યાં સુધી કરી શકીશું એનો આપણે ગંભીરતાથી વિચાર કરીએ અને જે જે શંકાઓ હોય તેનું પૃથક્કરણ અને નિરાકરણ કરીએ. આ રીતે થોડા માણસો પણ પોતાની નિષ્ઠા દૃઢ કરશે તો એક વિચારબીજ સ્થિર થશે.

આગળ જતાં એમાંથી વૃક્ષ ઊગી શકશે. આપણી પાસે આ આશા ન રખાય તો પછી કોની પાસે રખાય? આ બાબતમાં આપણે પોતે જ શંકાશીલ હોઈએ તો બીજા પાસે આશા રાખવી ફોગટ છે. આ વાતનો હું વિચાર કરું છું ત્યારે બાકીની બધી યોજના અને સંગઠનો, બીજાં બધાં કામ ફીકાં લાગે છે; અહિંસાનું સંશોધન અને આપણી શક્તિનું નિરીક્ષણ એ ખૂબ જરૂરી લાગે છે.

૧૦-૨-'૪૮

## ૧૪

## કર્મયોગનિષ્ઠા

કાલે અને પરમ દિવસે આપણે જે વિચારોની ચર્ચા કરી તેને અમલમાં મૂકવા માટે એક આચારદૃષ્ટિ પણ આપણે રાખવી જોઈશે. એ દૃષ્ટિ આ છે: હમેશ કાંઈ ને કાંઈ કામ કરતા રહેવું. એક ક્ષણ પણ નકામી ન જવા દેવી. આ કંઈ નવી વાત નથી. ગીતામાં આપણને આ બોધ મળે છે. ગીતા શીખવે છે કે કર્મ દ્વારા ભગવાનની પૂજા થાય છે અને તે આપણે કરવી જોઈએ. પરંતુ વચ્ચે એવો કાળ આવી ગયો, જેમાં સંન્યાસ, ભક્તિ, ધ્યાન વગેરેને નામે કર્મને ટાળવાની વૃત્તિ આપણામાં દાખલ થઈ ગઈ. આજે આપણી વૃત્તિ જુદી છે. આપણે કર્મથી ભગવાનની

પૂજા કરીએ, વાણી અને ચિંતનથી પણ કરીએ, પરંતુ દિવસનો મુખ્ય ભાગ તો સેવાકાર્યમાં જ ગાળીએ. પ્રાચીન કાળમાં મઠ અથવા વિહારમાં લોકો ભિક્ષાવૃત્તિ પર રહેતા. ભિક્ષા માટે ફરતા પણ હશે. આપણે પણ ભિક્ષા પર રહીએ છીએ પણ ભિક્ષા માટે ફરતા નથી. સમાજ સહેજે જે કાંઈ આપે તેનાથી સંતોષ માની રહીએ છીએ. કોઈ પણ વસ્તુ આપણી છે એમ આપણે માનતા નથી, પરંતુ ભિક્ષાવૃત્તિનો અર્થ એવો હરગિજ નથી કે આપણે સેવાકાર્ય છોડી દઈએ. સેવાકાર્ય કરતાં કરતાં તેનું ફળ જતું કરી તે વિષે અનાસક્ત વૃત્તિ રાખવાનો આપણે પ્રયત્ન કરીએ એ એનો અર્થ છે. એથી શરીરને આરોગ્ય અને મનને પ્રસન્નતા મળશે. સૂર્યનારાયણ એક ક્ષણ પણ વિરામ લેવા થોભતા નથી ને વિશ્વને હમેશ પ્રકાશ આપતા રહે છે, પણ જગતના વહેવારોથી અલિપ્ત રહે છે. આ આદર્શ ગીતાએ આપણી આગળ રજૂ કર્યો છે. તે જ આદર્શ ગાંધીજીએ જીવનમાં પ્રત્યક્ષ આચરી બતાવીને આપણી સામે મૂક્યો છે. સામાન્યપણે એવું બને છે કે મહાપુરુષ ગયા પછી તેમના શિષ્યોને પણ સમાજમાં એક જાતની પ્રતિષ્ઠા મળે છે. એમાં જોખમ છે. તેનાથી સાવધ રહેવું જોઈએ. ભાગી છૂટવું એ સાવધ રહેવાનો માર્ગ નથી. સમાજ આપણો આદર કરે છે એટલે આપણે જાગ્રત રહેવું જોઈએ; આળસ ન કરવું જોઈએ. હિંદુસ્તાનમાં કર્મરૂપ પૂજા હજુ સિદ્ધ કરવાની બાકી છે. કોઈ ને કોઈ કારણસર લાખો લોકોને કશું કામ કર્યા

વિના ખાતાં આપણે જોઈએ છીએ. કામ કર્યા વિના ખાવાનો અધિકાર મળતો નથી એવી આપણી નિષ્ઠા છે. સમાજ પાસે ઓછામાં ઓછું લેવું ને તેને વધુમાં વધુ આપવું એવો ધર્મ આપણે સ્વીકાર્યો છે. આ ત્યારે જ થઈ શકે જ્યારે આપણે કર્મને ભગવાનની પૂજા માનીએ. ઉદ્યોગનો શ્રમ ઉદ્યોગથી જ ઉતારવો જોઈએ. એટલે કે એક કામ કરીને થાકીએ એટલે બીજું કામ કરવું. આ રીતે આળસ વિના શ્રમ કરી રાતે સ્વપ્ન વિનાની નિર્દોષ નિદ્રા લેવી. આપણે જાગૃતિ દરમ્યાન અતંદ્રિત રહીએ તો આપણી નિદ્રા પણ નિઃસ્વપ્ન થશે. આ આપણો આદર્શ છે. ઉદ્યોગ એ જ વિશ્રાંતિ, ઉદ્યોગ એ જ કામ અને ઉદ્યોગ એ જ ભક્તિ; આવી કર્મનિષ્ઠા આપણે રાખીશું ત્યારે આપણી ચિત્તશુદ્ધિ થશે અને આજ સુધી ન મળેલી પ્રેરણા ભવિષ્યમાં આપણને મળશે એમ હું માનું છું. જે રીતે બાપુનું અવસાન થયું છે તેમાં પ્રભુની આપણા પર અપાર કૃપા છે એમ મને લાગે છે. બધી રીતે આપણી શુદ્ધિ કરવા માટે જ ઈશ્વરે આ ઘટના યોજી છે.

૧૦–૨–'૪૮

# ૧૫

## બે સ્મરણ

મારાં ભાઈઓ અને બહેનો,

આજે જમનાલાલજીની સાતમી પુણ્યતિથિ છે અને ગાંધીજીના અવસાનનો તેરમો દિવસ છે. આવો યોગ શ્રદ્ધાળુ માણસને દેખાય એવો છે. જાનકીદેવીએ યાદ આપ્યું કે આજના દિવસે જમનાલાલજીને છેલ્લી વાર મળવાને ગાંધીજી આ જ વખતે અહીં આવ્યા હતા. તે જ રીતે ગાંધીજીના દેહની ભસ્મ સેવાગ્રામથી આજે અહીં આવી પહોંચી છે. આ બધા યોગાનુયોગની મતલબ એટલી જ છે કે એ બે મહાપુરુષોનાં જીવન એકબીજામાં ભળી ગયાં હતાં. આજનો આ યોગાનુયોગ એ વાત સિદ્ધ કરવા માટે જરૂરી નથી. તેમનાં જીવન એ વાત આપણને સાફ બતાવે છે.

ગાંધીજી અહીં વર્ધામાં આવીને પંદર વર્ષ રહ્યા. તેમને વર્ધા લાવવાનું શ્રેય જમનાલાલજીને ઘટે છે. જમનાલાલજી જ્યાં જ્યાંથી જેટલી પવિત્રતા વર્ધામાં લાવી શકાય તેટલી લાવ્યા. તેમણે ભગીરથની જેમ ગંગાને અહીં આણી અને વર્ધાને એક ક્ષેત્ર બનાવ્યું. અહીં જે અનેક સંસ્થાઓ છે તેમાંની મોટા ભાગની જમનાલાલજીની જ કૃતિ છે. ગાંધીજી એક વિચાર રજૂ કરે ને જમનાલાલજી તેનો અમલ કરે એવો એ બંનેનો સંબંધ હતો.

આજે હું જમનાલાલજીના કેટલાક પત્રો જોતો હતો. એક પત્રમાં તેમણે કહ્યું છે: "ગાંધીજીનું માર્ગદર્શન આપણને ઉત્તમ રીતે મળ્યું છે. તેમણે બતાવેલા માર્ગે નિષ્કામ જનસેવા કરીએ તો આ જ જન્મે મોક્ષ મળી જાય. આ જન્મે મોક્ષ ન મળે તોયે ફિકર નથી. અનેક જન્મો લઈને સેવા કર્યા કરવામાં ઓછી મીઠાશ નથી. બુદ્ધિ શુદ્ધ રહે એટલે બસ." વર્ધાની તેમણે કેટલા પ્રેમથી સેવા કરી છે! કેવળ સ્વદેશી ધર્મ સમજીને તેમણે વર્ધાની પ્રેમપૂર્વક સેવા કરી છે.

આજે તુલસીરામાયણમાંથી ભરતનું જે ચરિત્ર ગવાયું તે તેમને ખૂબ ગમતું હતું. ગાંધીજીને પણ તે ખૂબ પ્રિય હતું. આપણા દેશનું ભારતવર્ષ નામ પણ ભરતના નામ સાથે સંકળાયેલું છે. રામ પાસે રહેવા ન મળ્યું તોપણ ભરત રામનું નામ લઈને રામનું કામ કરતા. આ રામનું રાજ્ય છે, એમ કહીને તે રાજવહીવટ ચલાવતા. કવિએ વર્ણન કર્યું છે કે રામચંદ્ર વનમાં ગયા ને ત્યાં તપશ્ચર્યા કરીને સુકાયા; ભરત અયોધ્યામાં રહીને જ તપશ્ચર્યા કરી સુકાયા. એકે વનમાં તપશ્ચર્યા કરી, બીજાએ શહેરમાં કરી. રામચંદ્ર વનવાસ પૂરો કરી અયોધ્યામાં પાછા આવ્યા અને ભરતને મળ્યા ત્યારે કોણ વનમાંથી આવ્યા છે અને કોણ શહેરમાં રહ્યા છે તે ઓળખવું સહેલું નહોતું. આવું ભરતનું ચરિત્ર ગાંધીજી અને જમનાલાલજી બંનેએ પોતાની સામે આદર્શ તરીકે રાખ્યું હતું.

આજે જમનાલાલજી નથી અને ગાંધીજી પણ ગયા છે. જેની તેમણે નિરંતર સેવા કરી એવા હું અને તમે વર્ધાના નાગરિકો તેમની પાછળ તેમની પુણ્યતિથિ ઊજવીએ છીએ. આમાં આપણે તેમને ખાતર કશું કરતા નથી. તે બંને તો પોતપોતાનાં ઉત્તમ કર્મોથી પુણ્યગતિને પામ્યા છે. પણ આપણે આપણી ચિત્તશુદ્ધિને ખાતર આ બધું કરીએ છીએ. જમનાલાલજી અને ગાંધીજી બંને જાતિ, ધર્મ વગેરેના કોઈ ભેદને ઓળખતા નહોતા. તેમણે મનુષ્યમાત્ર એક છે એમ માનીને સેવા કરી છે. તેમણે ગરીબો સાથે એક થઈ જવાની એકધારી કોશિશ કરી છે. **परहित बस जिनके मन मांही, तिन कहँ जग दुर्लभ कछु नाहीं** એ તુલસીદાસજીના વચન પ્રમાણે પરહિત આચરીને એ બંનેએ જગતમાં સર્વ કાંઈ મેળવ્યું. એવા આ બે પુરુષો આપણી નજર સામે થઈ ગયા.

સામાન્ય માણસને એમ થાય છે કે આપણે આપણો પોતાનો સ્વાર્થ સંભાળવો. પણ ભલા, કયો સ્વાર્થ તું સંભાળી શકશે? એક દિવસ તો તારે આ શરીરને છોડીને જવાનું જ છે. તો તેને લોકસેવામાં સુખડની જેમ ઘસી નાખવું જોઈએ. સુખડ ઘસાતું નથી ત્યાં સુધી તેમાંથી સુવાસ આવતી નથી. સુખડ ઘસાય જ નહીં તો તેમાંથી સુવાસ ક્યાંથી નીકળે? તો પછી બીજાં ઝાડ અને સુખડમાં ફેર શો? આપણે સેવા ન કરી તો મનુષ્ય જન્મ ધરીને મેળવ્યું શું? ખાવુંપીવું અને મોજશોખ ઉડાવવા એને જ જીવનની સાર્થકતા માનીએ તો પછી જાનવર અને માણસમાં ફેર

શા? આપણે મહાપુરુષોનું સ્મરણ શા માટે કરીએ છીએ? કારણ તેઓ પોતાના દેહની ફિકર છોડી આખી દુનિયાના હિતની ફિકર કરતા.

રોજ સાંજે સૂતા પહેલાં હરેક માણસે વિચારવું જોઈએ કે આજે મેં મારા શરીરને ખાતર તો અનેક કામ કર્યાં, પણ જગતને માટે કંઈ કર્યું? કોઈ માંદાની સેવા કરી? કોઈ ગંદી જગાની સફાઈ કરી? કોઈ દીન દુ:ખીને રીઝવ્યો? કોઈને કાંઈ મદદ કરી? આવો વિચાર નાનાં છોકરાએ કરવો, વૃદ્ધોએ કરવો, જુવાનોએ કરવો જોઈએ; સ્ત્રીઓ ને પુરુષોએ બધાંએ કરવો જોઈએ. આખા દિવસમાં પરોપકારનું એકે કામ ન કર્યું હોય તે દિવસ નકામો ગયો એમ સમજવું જોઈએ અને કાંઈ પણ સેવાનું કામ કર્યાં પછી જ સૂવું જોઈએ. મારી સૌને વિનંતી છે કે તમે બધાં પરોપકારને માટે આખું જીવન અર્પણ કરો અને લોકો પાસે એમ કહેવડાવો કે એ મર્યો ખરો, પણ આપણે માટે ઘસાઈને મર્યો.

૧૧–૨–'૪૮

# ૧૬

## પરમાત્મામાં લય

મારાં ભાઈઓ અને બહેનો,

એક પવિત્ર આત્મા પરમાત્મામાં લય પામ્યો છે અને તેના દેહનો છેલ્લો અવશેષ પણ હવે સૃષ્ટિમાં ભળી ગયો છે.

દેહના મરણથી આત્મા મરતો નથી એ વાતની આજે આપણાં સૌનાં મન સાક્ષી પૂરે છે. જે વિચારો ગાંધીજીના હૃદયમાં રહેતા હતા, જેનો પ્રચાર દેહનાં બંધનને લીધે મર્યાદિત હતો, તે વિચારો હવે તમારા અને મારા હૃદયમાં પ્રવેશ પામે છે. હવેથી આપણે તે પ્રમાણે વર્તવાનો સતત પ્રયત્ન કરીએ.

હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહૂદી વગેરે જુદા જુદા ધર્મના લોકો આપણાં ભાઈબહેન છે. આ આપણું મોટું સદ્ભાગ્ય છે. તેને ઓળખીને આપણે બધી જાતના ભેદભાવ ભૂલી જઈએ અને પ્રેમથી એકત્ર રહીએ. આપણામાંથી હરિજન અને પરિજન (ગુલામ)ના ભૂંડા ભેદ નાબૂદ કરીએ અને આપણે બધા જ હરિજન બની જઈએ. પોતાના હાથના કાંતેલા સૂતરની ખાદીથી આપણાં અંગ ઢાંકીએ. ગામો અરીસા જેવાં સ્વચ્છ રાખીએ. બધાં વ્યસનો દૂર કરીએ. ઈશ્વરનું નિત્ય સ્મરણ કરીએ. સત્ય અને અહિંસાનું વ્રત લઈએ. પરમેશ્વર એ પ્રતિજ્ઞા પાર પાડવાનું આપણને બળ આપો એ જ પ્રાર્થના.

૧૨–૨–'૪૮

## ૧૭

# સંકલ્પ

આજે ધામ નદીને કિનારે જે દૃશ્ય જોયું તે કોઈ નવા જન્મનું જ દૃશ્ય હતું. ઈશાવાસ્ય બોલતી વખતે મને જે અનુભવ થયો તે શબ્દોમાં વર્ણવવાને હું અસમર્થ છું. જ્ઞાની પુરુષોએ આપણને આત્માની વ્યાપકતા વિષે બોધ આપ્યો છે. આપણી એના પર શ્રદ્ધા બેસે છે ખરી પરંતુ આજે બધાને તેનો સાક્ષાત્કાર થયો. છેવટે મેં જે બેચાર પ્રતિજ્ઞા-વાક્યો કહેલાં તે ઉપદેશરૂપે નહોતાં પણ સંકલ્પરૂપે હતાં. કાકાસાહેબે તે જગાએ ભસ્મનો કળશ મૂક્યો અને તેને ભક્તિભાવથી પ્રણામ કર્યાં તે વખતે મારી નજર કળશ પર નહોતી પણ જે ભક્તિભાવથી તે પ્રણામ થતા હતા તે તરફ હતી. જેમણે થોડાં વર્ષ ભેગા મળીને કાર્ય કર્યું છે એવા આપણ સૌ તે જગાએ ભેગા થઈને એક સ્થૂળ દેહના અવશેષને તેને છેવટને સ્થાને મૂકતા હતા. તે બધી ક્રિયામાં શોકનો આભાસ પણ નહોતો. ગંભીરતા હતી અને ઈશ્વર પ્રત્યે એવી પ્રાર્થના હતી કે આપણો સંકલ્પ પાર પાડવાનું તે આપણને બળ આપે.

કાર્યક્રમ પૂરો થયા બાદ ગામના કેટલાક મિત્રો સાથે તેમના ગામના કાર્ય સંબંધી વિચારણા કરવા હું બેઠો

હતો. ત્યારે કોટિબાબાજીએ કહ્યું કે આજે જાણે વિદ્યુત-સંચાર થયો છે. હવે એક ક્ષણનો પણ વિલંબ ન થવો જોઈએ. તે વખતે ગામવાળા એક થઈને તેમની વાતમાં સંમતિ આપતા હતા.

અત્યારે આપણે જે સેવકો અહીં ભેગા થયા છીએ તેઓ ઉત્તરોત્તર પોતપોતાના જીવનની શુદ્ધિ કરીએ, આ ગામના લોકોની સેવામાં તન્મય થઈ જઈએ; તો તેઓનો આપણને ઉત્તમ સહકાર મળશે એવો મને વિશ્વાસ છે. આજે આટલો એક વિચાર જ રજૂ કરું છું. તે વિષેની યોજના પાછળથી થઈ શકશે.

૧૨–૨–'૪૮

# ગાંધીજીનાં પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા | ૨—૦—૦ |
| આરોગ્યની ચાવી | ૦-૧૦-૦ |
| એક સત્યવીરની કથા | ૦—૨—૦ |
| ગામડાંની વહારે | ૦-૨—૦ |
| ગાંધી-વાઇસરૉય પત્રવ્યવહાર | ૨—૮—૦ |
| ગીતાબોધ | ૦—૩-૦ |
| गीतापदार्थकोष | ૦—૪—૦ |
| ત્યાગમૂર્તિ | ૧—૦—૦ |
| દિલ્હી ડાયરી | ૩—૦—૦ |
| દેશી રાજ્યોનો પ્રશ્ન | ૧—૮—૦ |
| ‘નીતિનાશને માર્ગે’ | ૦-૬—૦ |
| મંગળપ્રભાત | ૦—૩—૦ |
| રચનાત્મક કાર્યક્રમ — તેનું રહસ્ય અને સ્થાન | ૦-૬—૦ |
| રાષ્ટ્રભાષા વિષે વિચાર | ૦-૧૨-૦ |
| વર્ણવ્યવસ્થા | ૦-૧૨ ૦ |
| વ્યાપક ધર્મભાવના | ૨—૦-૦ |
| સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ | ૧-૦-૦ |
| સર્વોદય | ૦—૩-૦ |
| સો ટકા સ્વદેશી | ૧—૪—૦ |

| | | |
|---|---|---|
| હિંદ સ્વરાજ | | ૦–૧–૦ |
| હિંદ સ્વરાજ (હસ્તાક્ષરમાં) | સાદું પૂઠું | ૧–૪–૦ |
| | ખાદી પૂઠું | ૧-૧૨-૦ |

અનાસક્તિયોગ

અહિંસા

આશ્રમવાસી પ્રત્યે

કેળવણીનો કોયડો

ખરી કેળવણી

ગોસેવા

દ. આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ૧–૨

ધર્મમંથન

યરવડાના અનુભવ

નવજીવન કાર્યાલય
પો. ઑ. ૧૦૫, અમદાવાદ

# કેટલાંક નવાં પુસ્તકો

| | |
|---|---|
| મહાદેવભાઈની ડાયરી-૧ | ૪-૮-૦ |
| જીવનનું પરોઢ | ૮-૦-૦ |
| બાપુની પ્રસાદી | ૨-૦-૦ |
| સત્યાગ્રહની મીમાંસા | ૩-૮-૦ |
| ગાંધી સાહિત્ય સૂચિ | ૩-૪-૦ |
| લોકશાહી | ૨-૦-૦ |
| શિક્ષણ અને સંસ્કૃતિ | ૧-૪-૦ |
| યંત્રો સામે બળવો | ૦-૧૦-૦ |
| મહાસભાના ઠરાવો | ૬-૦-૦ |
| મહાસભાનું બંધારણ | ૦-૪-૦ |
| સંસાર અને ધર્મ | ૨-૦-૦ |
| સમૂળી ક્રાન્તિ | ૧-૮-૦ |
| મધુકર | ૨-૦-૦ |
| મરુકુંજ | ૧-૦-૦ |
| પ્રેમપન્થ-૧ | ૦-૪-૦ |
| પ્રેમપન્થ-૨ | ૦-૪-૦ |
| ભાઈ અને વેરી | ૦-૮-૦ |
| ગાંધીજી | ૦-૭-૦ |

નવજીવન કાર્યાલય
પો. બૉ. ૧૦૫, અમદાવાદ